# રસાયન.

અથવા

સોનુ, ચાંદી ત્રાંબુ, અબરખ, પારો આદિ
ધાતુઓનું વર્ણન, શોધન, મારણ, બનાવટ
ઉપયોગ તથા માત્રા વિગેરેનું સ્પષ્ટીકરણ.

---

સંગ્રહ કર્ત્તા તથા પ્રકાશક—
**રમણીકલાલ ગીરધરલાલ મોદી** એમ એ.
ઠે. વાણીઆશેરી, મહીધરપુરા–સુરત.

---

સોલ એજન્ટ,
**મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ.**
પાયધુની મુંબઈ.

---

આવૃત્તિ ૧ લી          સંવત્ ૧૯૮૦          [ પ્રત ૧૦૦૦

---

મૂલ્ય રૂ. ૧–૧૨–૦

# પ્રસ્તાવના.

---

પ્રિય પાઠકગણ, આપ સારી રીતે જાણતા હશો કે આ સસાર સમુદ્રમા યાત્રા કરવાને ઇશ્વરે આપણને પૂર્વકર્માનુસાર, શરીરરૂપી નૌકા આપીને યાત્રા કરવાને મોકલેલા છે અને એ મહાન યાત્રા પૂર્ણ કરવાને પ્રથમ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થનું પ્રતિપાદન કરીને છેવટ આ સસારની યાત્રા પૂર્ણ કરવાની છે પરંતુ ઉપલા ચાર પુરૂષાર્થ કરવાનુ સાધન જે શરીર, તે યથોચિત રીતે વ્યવસ્થામા રહેવુ જોઇએ જો તે પ્રમાણે નહિ બનતા શરીરમા કોઈ જાતના આધિ, વ્યાધિ, અને ઉપાધિ વળગી ગયા તો ઉપરના ચાર પુરૂષાર્થમાથી એક પણ સાધી શકાતું નથી માટે પ્રથમ શરીર સ્વસ્થ અને નિરોગી રહે તોજ ઉપલા ચારે પુરૂષાર્થ સાધી શકાય, કારણ શાસ્ત્રકારે કહ્યુ છે કે "ધર્માર્થ કામ મોક્ષાણા મારોગ્ય મૂલ કારણમ્" અર્થાત્ ઉપરના ચારે પુરૂષાર્થ સિદ્ધ કરવાને માટે શરીરની આરોગ્યતાની ખાસ જરૂર છે કારણ જો આરોગ્યતા નહીં હોય તો શરીર નકામુ થઇ પડે છે એટલુજ નહીં પણ પ્રાણ ગમે તેવો બળવાન હોય પણ શરીરની મદદ વગર તેનાથી કઇપણ પુરૂષાર્થ થઇ શકતો નથી માટે બીજા બધા કરતા શરીરની આરોગ્યતાની ખરેખરી જરૂર છે અને એટલાજ માટે ઇશ્વરે સૃષ્ટિની આદિથી વેદના જ્ઞાનની સાથે આયુર્વેદનું જ્ઞાન પણ નિર્માણ કરેલુ છે. અને તેમા ખાસ કરીને મનુષ્ય પ્રાણી કેવા પ્રકારે હમેશા આરોગ્ય રહી શકે તેને માટે જુદી જુદી જાતના નિયમો દિનચર્યા, ઋતુચર્યા, હીનયોગ, મિથ્યા યોગ, વિગેરે બાબતોનુ જ્ઞાન સપૂર્ણપણે સમજાવીને માણસ કોઇ પ્રકારના રોગમા નહીં ફસાઇ પડે તેને માટે અગમચેતી વાપરીને મનુષ્ય પ્રાણીને બ્રહ્મચર્ય પાળવાની ખરેખરી આવશ્યક્તા દર્શાવી છે પરતુ જ્યારથી આપણે ઉપલા નિયમો

પ્રમાણેનુ વર્તન રાખતા ભુલી ગયા ત્યારથી આપણે હજારો જાતના રોગોમા ફસાઇને આપણી મનુષ્ય પ્રાણી તરીકેની ફરજો ભુલી ગયા એટલુજ નહીં પણ આપણી હાનિ અને લાભ શાથી થાય છે તે વાતનો વિચાર સરખો પણ આપણે કરવાની દરકાર રાખતા નથી, છતા ઇશ્વર દયાળુ હોવાથી તેણે આયુર્વેદીય જ્ઞાનનો ઋષિઓ દ્વારા પ્રચાર કરી આવી પડેલા રોગ રૂપી દુખોના ઉપાયો કરવાનો આયુર્વેદમા જુદી જુદી જાતના ઔષધોની યોજના કરેલી છે અને તેમા વનસ્પતી, ક્ષાર, અને રસાયન એવા જુદી જુદી જાતના વિભાગો પાડેલા છે તેમા સૌથી પ્રથમ સુશ્રુતાદિ મુનિઓના સમયમા ફક્ત વનસ્પતીના રસોથીજ રોગીઓના રોગની ચિકિત્સા કરવામા આવતી અને એવી એક વનસ્પતીના રસથી ઘણી જાતના રોગો મટાડવામા આવતા હતા ત્યાર પછી બીજા ઋષિઓના સમયમા એક ગુણવાળી બે ત્રણ કે ચાર વનસ્પતીના ભેગા રસથી રોગ મુક્તિ કરવામા આવતી હતી પરંતુ જેમ જેમ કાળે કરીને વનસ્પતિઓમાથી સત્વ ઓછુ થવા માડયુ તેમ તેમ તે સમયના એ વિધાના વિદ્વાનોએ બે ચાર વનસ્પતિના પચાગો ભેગા કરી તેના ઉકાળા કે ક્વાથ કરી તેનાથી રોગ દૂર કરવાની પદ્ધતિ ચાલુ કરી એટલુજ નહીં પણ ત્યાર પછી ચૂર્ણો, ગુટીકાઓ અવલેહો, ચાટણો વિગેરે બનવા માડયા અને તેમા ધીરે ધીરે ગુગળો, તૈલો, ઘૃતો વિગેરે પણ ઉમેરાતા ગયા અને ત્યાર બાદ વનસ્પતિની ભાવનાઓ આપીને, કોડી, શખ, પ્રવાળા, સીપ વિગેરે પ્રાણીજન્ય વસ્તુઓનો ઉપયોગ ઔષધો તરીકે થવા લાગ્યો ઉપરની વસ્તુને પ્રાણીજન્ય કહેવાની મતલબ એ છે કે શખ, કોડી, છીપ, વિગેરે વસ્તુઓ એક જાતના દરીયામા રહેનારા જીવોને રહેવાના ઘર છે, અને તેમા વનસ્પતિના યોગથી ગુણની વૃદ્ધિ થઈ ઉપયોગમા લેવાથી કેટલીક જાતના રોગોમા સારી અસર કરે છે

ઉપર પ્રમાણે જુદા જુદા કાળમા જુદી જુદી જાતના પદાર્થોથી રોગીઓના રોગ દૂર કરવાને પ્રયત્નો થતા થતા પાછળથી એક જમાનો

એવો આવ્યો કે તે સમયમા કેટલાક સિધ્ધોએ પારાને સસ્કારિત કરીને તેના રૂપાતરોથી સેકડો જાતના રોગ મટાડવાની વિદ્યાની શોધ કરી એટલુજ નહીં પણુ પારાને જુદી જુદી જાતના સસ્કારો કરવાથી તેના ગુણુમા વૃદ્ધિ થાય છે, એવુ તે કાળના વિદ્વાન સિધ્ધોએ નક્કી કરીને પારાને જેમ જેમ ગધક વિશેષ પાવામા આવે તેમ તેમ તેના ગુણો મા ચમત્કારિક અસરો થતી જોવાથી તેઓએ પારાને સોળ સસ્કાર આપવાના નક્કી કર્યા પરતુ તે પ્રમાણે સોજે સોળ સસ્કારો તે સમયના સિદ્ધ લોકોજ કરી શકતા જેથી તેમાના મુખ્ય આઠ સસ્કારો કરીને પારાની શુદ્ધિ ગણી ઔષધ મા વાપરવાને પારાને, સ્વેદન, મર્દન, મૂર્છન, ઉત્થાપન, પાતન, તીર્યક્ પાતન, બોધન, નિયમન, સંદીપન, એ આઠ સસ્કારો આપીને તેના ગુણુમા વૃદ્ધિ કરવા માડી એટલુજ નહીં પણુ પારાને બુભુક્ષિત કરીને તેને સુવર્ણનો ગ્રાસ આપીને અત્યત તીક્ષ્ણુ અને દરેક જાતના રસાયણુમા નાખવા લાયક બનાવવામા આવતો અને તેની જુદી જુદી બનાવટો એટલે " ચંદ્રોદય, સુવર્ણ ચદ્રોદય, ( મકરધ્વજ ) રસસીંદૂર, તાનસીંદૂર વિગેરે કુપ્પી પક્વ, રસાયનો બનાવીને સેકડો જાતના રોગમા વાપરતા એટલુજ નહીં પણુ સેકડો જાતના રસો પારો અને ગધક નાખીને બનાવતા અને તેના વડેજ દરેક રોગની શાતિ કરતા જેથી તે કાળમા લખાયલા રસોના ગ્રથોમા બીજી બધી ચિકિત્સા કરતા રસ ચિકિત્સાને ચડીયાતી ગણુવામા આવતી કારણુ આગલા સિધ્ધોનુ વચન છે કે.

" अल्पमात्रोपयोगित्वा, दरू चररे प्रसङ्गतः ।
" क्षिप्रमारोग्यदायित्वा दौषधेभ्योऽधि कोरसः
" रसवैद्यः स्मृतो वैद्योमानुषो मूलकादिभिः
अधमः शस्त्रदाहाभ्यां सिद्धवैद्यस्तु मान्त्रिकः॥

આ પ્રમાણે બીજી ચિકિત્સા કરતા રસ ચિકિત્સાને શ્રેષ્ઠ ગણુવામાં આવેલી છે. પરતુ દીલગીરી માત્ર એટલીજ છે કે આવા રસ ચિકિ-

રસાના ગ્રંથો મૂળથીજ ઓછા હતા અને તેમા વળી આપણા આર્યા-વર્તમા જ્યારથી પરદેશી લોકોનો પગ પેસારો થયો અને તેઓએ આપણા દેશના મોટા મોટા ધન ભડારો લુટયા તેની સાથે આપણા અમૂલ્ય પુસ્તક ભંડારો પણ બાળીને ભસ્મીભૂત કરી નાખ્યા કારણ તેઓ એમ માનતા હતા કે હિન્દુઓના ધર્મ ગ્રંથોનો નાશ કરવામા આવશે તો એ લોકોનો ધર્મ પણ નાશ પામશે પરતુ આપણા આર્યાવર્તના બ્રાહ્મણોએ તે સમયમા અત્યત દુ:ખ વેઠીને જેવી રીતે ધર્મના ગ્રથો મુખપાઠ કરીને સાચવી રાખ્યા, તેજ પ્રમાણે આપણા આયુર્વેદને પણ કઠસ્થ કરીને જીવિત રાખવામા પુષ્કળ શ્રમ લીધો, અને એક મહાન ઉપકારી વિદ્યાને સાચવી રાખી, જેથી આપણે તેઓનો જેટલો ઉપકાર માનીએ, તેટલો ઓછો છે આજ કાલ આપણને જે જે રસાયણના અને આયુર્વેદના પુસ્તકો મળી આવે છે, તેનાથી સિદ્ધ થાય છે કે, રસાયણમા ચમત્કારીક ગુણો સમાયલા છે, પરતુ તેવા રસાયણો બનાવ-વાને હાલમા આપણી પાસે બીનકુલ સાધનો નથી કારણ રસાયણો પકાવવાને ખાસ કરીને રસાયણ શાળાઓ નીજરુર છે પરતુ તેવી રસાયણ શાળાઓ કહાડ-વાને હજારો અને લાખો રૂપીઆની જરૂર પડે છે. અને તે રાજ્યના આશ્રય સિવાય નિભી શકે નહીં જેથી આજકાલ એ બાબત દેશના થોડા ઘણા વૈદો ઉપર આધાર રાખી રહી છે પરતુ તેઓમાના કેટ-લાક એવા સકુચિત વિચારના છે કે આપણે જે બનાવતા હોઇએ તે બીજાને બતાવવુ નહી અને બીજો કોઇ જાણી જાય તો આપણો ધધો ભાગી પડે માટે ક્રિયાઓ જેમ બને તેમ ગુપ્ત રાખવી આવા આવા બીજા પણ કેટલાક કારણો લઇને આજકાલ "રસાયન" બના વવાની વિદ્યા છેક અધમ દશામા આવવા માડી છે, પરતુ હાલ કેટલોક સમય થયા બગાળ, મધ્યપ્રાન્ત, ગૂજરાત, કાઠીયાવાડ, દક્ષિણ વિગેરેના વિદ્વાન વૈદ્યો એ ઔષધો બનાવનારી શાળાઓ કાઢીને તેમા કેટલીક જાતના રસ ભસ્મો બનાવવા માડયા છે. પરતુ તેમા ખાસ કરીને વેપારી

દ્રષ્ટિથી કામ ચાલતુ હોવાથી ઔષધો અને રસાયણોનો પ્રચાર કરવા કરતા દ્રવ્યના નફા તરફ વિશેષ લક્ષ આપવામા આવે છે. જેથી વૈદ્યકનો ધંધો કરનારને એવી મોંઘી દવાઓ પોતાના દવાખાનામા વાપરવી પરવડતી નથી જેથી એવા કારખાનાવાળાઓ જો દુનીયાના ભલાની વાત લક્ષમા રાખી સારી દવાઓમા નફો ઓછો લઇ પ્રચાર કરે તો તેનો લાભ પ્રજા વર્ગ લઇ શકે

હાલમા તો કેટલાક વૈદો રસાયણો બનાવે છે પણ તેમા દરેક માણસની ક્રિયાઓ જુદી જુદી હોવાથી તેઓ પોતેજ તે વાપરી શકે છે પરતુ જો તેઓ એક જાતની ક્રિયા નક્કી કરીને અથવા કોઈ અમુક પુસ્તકને આધારે જો રસાયણની ક્રિયાઓ કરે અને તેમા નફો થોડો ખાવાની આશા રાખે તો બીજાઓ પણ તેનો લાભ લેતા થાય પરતુ એ બાબત બનવીજ કઠણ છે કારણ મે ઉપર કહ્યુ તેમ વૈદો એવી ક્રિયાઓ જેમ બને તેમ ગુપ્ત રાખવામાજ પોતાનુ ડહાપણ સમજે છે. એટલે જો ઇશ્વર એમના દીલમા ઉતારતા બક્ષે તોજ એ કામ થાય રસાયનનો વધુ પ્રચાર કરવાને બીજા બધા કરતા સારા અને ખાસ અનુભવેલા આવા પુસ્તકો પ્રસિદ્ધ થવા જોઇએ કારણ આ વિદ્યાના જમાનામા જો વિદ્વાનો તરફથી આવા રસાયનને લગતા પુસ્તકો પ્રસિદ્ધ કરવામા આવે, તો જરૂર પ્રજા તેનો લાભ લઇ ભયકર રોગોમાથી મુક્ત થઇ શકે એટલુજ નહિ પણ એક સર્વોપરી ગણાતી રસાયન શાસ્ત્રને લગતી વિદ્યામા સુધારો થાય, કારણ આપણી આર્ય રસાયણ શાસ્ત્રની બાબતમા કેટલાક માણસોને શકા રહે છે, તે સારા પુસ્તકો પ્રસિદ્ધ થવાથી દૂર થઇ જશે અને ધીરે ધીરે આર્ય રસાયણ શાસ્ત્ર પાછુ અસલ સ્થિતિમા આવી સપૂર્ણ કળાએ ખીલી નીકળશે તેનો યશ આ પુસ્તકને પ્રસિદ્ધ કરવામા સહાય આપનાર મેસર્સ વર્દ્ધમાન એન્ડ સન્સ પાયધુની મુબઇ જેવી ઉચ્ચ સાહિત્યને ફેલાવનારી સસ્થાને પ્રાપ્ત

થયા વગર રહે જ નહીં છેવટ આ સ્તાવના બંધ કરતા એટલુ જણાવવાની રજા લઇશ કે, આવા "રસાયન" ને લગતા પસ્તકો લખીને વિદ્વાનો પ્રસિદ્ધ કરે એવી જગ નિયતા પ્રભુ હાલના વિદ્વાનોને બુદ્ધિ આપો એવી પ્રાર્થના કરી આ લઘુ પ્રસ્તાવના પૂર્ણ કરી વિરમુ છુ

લી વિદ્વાનોનો સેવક,

**વૈદ્ય ધીરજરામ દલપતરામ**

**પ્રમુખ, સુરત વૈદ્ય સભા**

રૂવાળાને ટેકરે—**સુરત.**



# ઉપોદ્ઘાત

વૈદકમા ધાતુ ઘણી અગત્યની વસ્તુ ગણાય છે કેટલાક જૂના દરદો ધાતુના યથાર્થ અને વિધિપૂર્વક ઉપયોગથી દૂર થઇ શકે છે રસાયનનો ઉપયોગ કરનારા વૈદ્યો ઘણા થોડા છે અને જે છે તેમાથી પણ ઓછા થતા જાય છે વનસ્પતિ કરતા રસાયનમા વિશેષ પરિશ્રમ વેઠવા પડે છે ખરો પણ રસાયન જો બરાબર વિધિપૂર્વક સિદ્ધ થાય તો તેની પાછળ લીધેલો પરિશ્રમ કરતાએ તે કરતા વિશેષ ફળે છે

ધાતુ પ્રકરણની અંદર ધાતુ, ઉપધાતુ, રસ, ઉપરસ, લવણ અને ક્ષાર વિગેરે તમામ ખનિજ પદાર્થોનો સમાવેશ થાય છે જુદા જુદા ભાગોના વિભાગ પાડી વર્ણન કરવાથી વિષય રસમાન થઇ જાય તેમ દરેક વિષયની હકીકત શોધી કાઢવામા વાચકને મુશ્કેલી નડે એ અડચણ દૂર કરવાના હેતુથી લગભગ બધા ઉપયોગી પદાર્થોના અક્ષર ક્રમવાર ગોઠવણી કરી ને દરેકનુ પૃથક્ પૃથક્ વિવેચન અને વર્ણન કરવામા આવ્યુ છે મોતી, પ્રવાલ અને શખ ખર જેવા પ્રાણી વડે પેદા થાય છે તો પણ તેમનુ શોધન તથા મારણ તેમ ઉપયોગ ધાતુ વગના પદાર્થની પેઠેજ થાય છે અને તેથી તેમનો પણ આ વિષયથી બહાર રાખવામા આવ્યા નથી .

વિદ્યાલયોમા આ પુસ્તક ઉપયોગી નહિ નીવડે એમ કહેનારા પણ કદાચ જડી આવે, તો કાઇ આશ્ચર્ય જેવુ નહિ માત્ર અક્ષરજ્ઞાન આપનારી સ્કૂલો અને કોલેજો અને તેનુ અનુકરણ કરનારી કેટલીક રાષ્ટ્રીય શાળાઓ પદાર્થપાઠો શિખવવાના ઓઠા તળે અક્રિયાત્મક અને નિરુપયોગી પદાર્થ જ્ઞાન આપી વિદ્યાર્થીઓના મગજ બગાડવા સિવાય બીજુ કાઇ કરતી નથી કોલેજોમા સાયન્સ શાખી વિશ્વવિદ્યાલયની સાયન્સની મોટી મોટી ઉપાધિઓ ધરાવનાર મહાનુભાવો પણ સ્વતત્ર

રીતે જીવન ખેડી શકતા નથી, તેઓને પણ નોકરી માટે યત્નન રખ ડવુ પડે છે જ્યારે સાધારણ કીમીઆગર, સોના ચાંદીનુ ગીલીટ કરનાર કારીગરો અને કોલેજ અથવા સ્કુલમા તાલીમ નહિ લીધેલા અને પોતાની સહી સુદ્ધા ન કરી જાણનાર હુન્નરબાજો અસખ્ય ધન મેળવી રહ્યા છે એ પણ હમણાના શિક્ષણની અજબ ખલિહારી છે " વૈદ્યકનુ જ્ઞાન ઘેરે ઘેર હોવાની આવશ્યકતા છે, પદાર્થોનો યથાર્થ ઉપયોગ જાણવો અને તેને મનુષ્યના ભલામાટે વાપરવો એ શિક્ષણનો મહાન હેતુ હોય હાલ વૈદક અને રસાયન યોગ્ય વૈદ્યો અને રસાયનવેત્તાઓના અભાવે અધાગમા અથડાય છે, નિંદાય છે અને કેટલીક વખત તિરસ્કાર પણ પામે છે, પરન્તુ એજ પદાર્થોને પાશ્ચાત્ય પ્રજા તરફથી સન્માન અને પુરસ્કાર મળવાથી ત લોકોએ એમાથી અસખ્ય દ્રવ્ય મેળવ્યુ અને હજુ પણ મેળવી રહ્યા છે "

૧ ધાતુ-સોનુ, રુપુ, ત્રાંબુ, લોઢુ, જસત, સીસુ નાગ સાબત, અને કાસુ વિગેરેને ધાતુ ગણવામા આવે છે આમા મોમલ સિવાય બધી ધાતુઓને ટીપી શકાય છે, તેમનો રસ કરી દાગ પાડી શકાય છે અને તેમના વજનમા ઘટાડો થતો નથી

૨ ઉપધાતુ-અભ્રખ, સુવર્ણ-માક્ષિક, રૌપ્ય-માક્ષિક સુરમો, હરતાળ, ઓદાર, ખાપરીઓ, ગેરુ, મન શિલ, હિરાકશી, સિંદુર, મોરથુથુ, શખજીરુ, હિંગળોક, રસકપૂર વિગેરેને ઉપધાતુમા ગણવામા આવે છે. આ પદાર્થોના દેખાવ પરથીજ જણાઇ આવે છે કે તે ખનિજ વર્ગની પેદાશ છે અને તે ઉપલી ધાતુઓની સાથે રસ, ઉપરસ તથા ક્ષાર મળવાથી બને છે

૩ રસ-રસની અંદર પારો એકજ આવે છે અને તે હમેશાં પ્રવાહી રુપેજ રહે છે,

૪ ઉપરસ-ઉપરસની અંદર ગંધક અને કરકડી આવે છે અને

તેમને તપાવવાથી તેમનો રસ થાય છે અને વધુ તાપ આપવાથી પાછો તેનો ભૂકો થઈ જાય છે અને તેમના વજનમાં કેટલોક વધારો પણ થાય છે.

૫ ક્ષાર—ટંકણ, નવસાર, સાજીખારને પુરોખાર એ ક્ષારમાં ગણાય છે

૬ લવણ—સિંધાલૂણ, સંચળ, બિડલવણ, સાંભરમીઠું, સમુદ્ર લવણ અને વડાગરુ મીઠું વિગેરેને લવણમાં ગણવામાં આવે છે

દેશી વૈદકની અધોગતિ થતા રસાયન તરફ પણ દુર્લક્ષ થયું. અધકચરૂ જ્ઞાન મેળવી પારંગત થઈ બેઠેલા કેટલાક વૈદ્યોએ લોકોને વિના કારણે પણ મૃત્યુનો માર્ગ દેખાડયો. વળી વિલાયતી દવાઓના ક્ષણિક ચમત્કારથી અજ્ઞાન પ્રજાવર્ગ અંજાઈ ગયો જેથી દેશી વૈદક એક સમયે હાસ્યાસ્પદ સ્થિતિએ પણ પહોંચ્યુ હતુ. હજુ પણ એ સ્થિતિમાં ઝાઝો ફેરફાર નથી થયો છતા લોકોની રુચિ દેશી બનાવટો તરફ વાળતી જોવામાં આવે છે ખરી એ રુચિને પોષવાનુ કાર્ય વૈદ્યોનુ છે અર્ધદગ્ધ વૈદ્યો એ રુચિનો નાશ કરશે. માત્ર નિપુણ અને પદ્ધતિ પૂર્વક શિક્ષણ લઇ અનુભવના ક્ષેત્રમાં આગળ વધેલા વૈદ્યોજ એ રુચિને તીવ્ર બનાવી શકે હજુ વૈદ્યોને માથે એ જોખમદારી કાયમ છે.

રસાયનની બનાવટ તથા તેના ઉપયોગમાં દરેકે અત્યંત સાવધાન રહેવાની જરૂર છે. રોગની પૂર્ણ પરીક્ષા કીધા સિવાય વનસ્પતિ-રસાયનનો ઉપયોગ કરવા મંડી જવું એ ભય છે. ધાતુઓની બનાવટ શોધન, મારણ વગેરે ક્રિયાઓમાં પણ વિધિ પૂર્વકજ કાર્ય કરવાનુ છે, ક્રિયામાં ફેરફાર થવાથી ગુણ દોષમાં પણ ફેરફાર થઇ જાય છે. શાળાઓમાં આ વિષય દાખલ થાય તો વિદ્યાર્થીઓને પદાર્થો સબંધી ઘણું જાણવાનુ મળે, પાશ્ચાત્ય વિજ્ઞાન શિખવવામાં કોઇને પણ વિરોધ હોય નહિ પરન્તુ તેની સાથે આ રસાયનનો ક્રિયાત્મક વિષય શિખવાય તો વિદ્યાર્થીઓને ભવિષ્યમાં ઘણોજ લાભ થવાનો સંભવ રહે છે

આ સ્થળે શ્રી ધન્વન્તરિ માસિકના સંપાદક શ્રીયુત ભાઈ ભોગીલાલ વિક્રમલાલ ત્રિવેદિએ 'આર્યરસાયનશાસ્ત્ર' નામક વિષયની પ્રસ્તાવના

લખના સચોટ શબ્દોમા જે કાઇ જણાવ્યુ છે તે અમે પાઠકના લાભાર્થે અત્રે આપવાની રજા લઇએ છીએ

"સાપ્રતકાલના આર્યાવર્તની પ્રજા દિનપ્રતિદિન અશક્ત અલ્પાયુષી, વીર્યહીન અને રોગગ્રસ્ત થતી જાય છે, એટલુજ નહી પણ ઉચ્ચ વર્ણોમા પણ કેટલાએ સતાન રહિત જોવામા આવે છે જે રોગોના નામો અને લક્ષણો આપણા આર્યશાસ્ત્રમા કે વિદેશી વૈદવિદ્યાના પુસ્તકોમા જોવા અને સાભળવામા આવ્યા નથી હોતા તેવા રોગો પણ મનુષ્ય જાતિમા થવા લાગ્યા છે હાલમા આ દેશમા અને બીજા દેશોમા વૈદકવિદ્યાની દિનપ્રતિદિન ઉન્નતિ થતી જાય છે, હજારો નવીન દવાઓની શોધ થતી જાય છે, શસ્ત્રવિદ્યાનુ અને વૈદકનુ ઉત્તમ જ્ઞાન ધરાવનારા હજારો ડાક્ટરો આ કામમા રોકાયા છે, તેમ છતા રોગોની અને રોગીઓની સખ્યા દિનપરદિન કમી થવાને બદલે વધતીજ જાય છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે રોગોના જે ઉપાયો કરવામા આવે છે તે માત્ર ઉપર ટપકેના અને તાત્કાલિક આરામ થાય તેવાજ કરવામા આવે છે રોગો ન થાય અને દવાની અસર લાબા વખત સુધી ટકી રહે એવી દવાની આજના વૈદ્યકીય કામ કરનારા લોકો તરફથી થતી નથી, એમ કહ્યા વિના ચાલતુ નથી, અને તે સબધમા યુરોપ અમેરિકાના સિદ્ધાન્ત વૈદકશાસ્ત્રના જ્ઞાન ધરાવનારાનો પણ તેવોજ મત છે

હુ ખાત્રીથી હિમત સાથે કહી શકુ છુ, અને બીજા વૃદ્ધ માણસો પણ કહી શકશે કે, આજથી પચાસ વર્ષ પૂર્વે દવાખાનાની સખ્યા આજ જેટલી નહોતી બલ્કે કોઇકજ મ્હોટા શહેરોમા દવાખાના અને ડાક્ટરો હતા જ્યારે આ દેશમા આર્યવૈદો મ્હોટા શહેરો ને ગામોમા દર્દીઓની સારવાર કરતા, તે વખતે દર્દીઓની સખ્યા આજ જેટલી નહોતી, તેમજ આજના જેટલા યુવાવસ્થામા થતા મરણો પણ નહોતા ચોમાસાના બારે વૃષ્ટિ થતા શરદ ઋતુમા તાવો ઉત્પન્ન થતા અને તે તાવો દીવાળીના દિવસો પછી બધ થતા અને તેવાજ કારણોને લીધે

" વૈદ્યાના શારદિ માતા " એ કહેવત પડેલી વળી આર્ય ગ્રંથોમા " શત જીવ શરદ " સો શરદ ઋતુ સુધી જીવ એમ આશીર્વચન બ્રાહ્મણો દેતા મતલબ કે ઘણા ખરા રોગો શરદ ઋતુમા ઘણે ભાગે થતા અને દીવાળીથી માંડીને તે બીજી શરદ ઋતુ સુધી પ્રજાનો ઘણો ભાગ નીરોગ અવસ્થામા રહેતો, કવચિત કોઇને તાવ શરદ ઋતુ પછી રહેતો, તો તેને મોડીયા તાવના નામથી ઓળખતા આમ થવાનુ શુ કારણ—તે હાલ રોગો નાબુદ થતા નથી તેનુ શુ કારણ તેનો આપણે વિચાર કરીએ

આર્યશાસ્ત્રમા તમામ રોગોની ઉત્પત્તિ દૂષિત મળથી થાય છે એમ માનેલુ છે, જર્મનીના સુપ્રસિદ્ધ ડાકટર કુન્હે તમામ રોગોની ઉત્પત્તિ શરીરમા વિજાતીય તત્વોનો સચય થવાથી થાય છે એમ કહે છે વળી સુપ્રસિદ્ધ ડાકટર **બીલ્ટ્ઝનો** પણ તેવોજ મત છે, તેમજ અમેરિકાના અગ્રગણ્ય વિદ્વાનો પણ એવોજ મત ધરાવે છે જે કારણોથી રોગની ઉત્પત્તિ થઇ હોય તે કારણો નિર્મૂળ કરવાથી રોગો પણ નિર્મૂળ થાય છે, કારણ " મૂલોનાસતિ કુત શાખા " એ કહેવત પ્રમાણે જ્યારે મૂળનુજ છેદન થાય ત્યારે શાખા કયા રહે ? આર્યશાસ્ત્રમા દરેક રોગના કેવી રીતે સારવાર કરવી તે સબધે ઘણુ લખેલુ છે, તે બધુ સ્થળ સકોચને લીધે અત્રે લખી શકાય તેમ નથી, પણ ટુકમા એક દાખલાથી બતાવી શકાય તાવના દરદીની સારવાર આર્યશાસ્ત્રમા નીચે પ્રમાણે કરવા લખેલુ છે —

જેશ, કાળ અને રોગીની સ્થિતિ જોઇ, તેને પ્રથમ જુલાબ આપવામા આવતો, કિવા તેને લાઘણુ ( લઘન જ્વર નાશનમ્ ) કરાવવામા આવતુ, તેથીજ તાવ નાબુદ થતો તે ઉપચારથી આરામ ન થાય તો દર્દીને જ્વર પકવ થવા માટે વનસ્પત્યાદિકનો કષાય (ઉકાળો ) આપવામા આવતો જેથી આતરડામા સચિત થયેલો મળ નીકળવા જેવો પલળી તૈયાર થતો ને પછી કવાથાદિ યોજનાથી એ મળને બહાર કાઢવામા

આવતો, અને જ્વરથી દર્દીને નિરામય કરતા આવી સારવારથી બંધ થએલો તાવ, ફરી મળનો ભાગ સંચિત થતા સુધી ઘણી મુદત આવતો નહિ. તે નિયમને લઇ વાતજ્વરમા સાત દિવસ, પીત્તજ્વરમા દસ દિવસ અને કફજ્વરમા બાર દિવસ પછી, જ્વર પડતુ થએજ દવા આપી બંધ કરવા માટે બતાવેલુ છે, આજ પ્રમાણે બીજા રોગોની પણ સારવાર બતાવેલી છે હાલ સારવાર કવી રીતે થાય છે તે નીચેના દાખલાથી ધ્યાનમા આવશે

આપણા ઘરમા ફક્ત નહાવાનુ પાણી જવાની મોરી હોય તે મોરીમા એઠવાડનુ પાણી રેડીએ, પેશાબ કરવા બેસીએ, સડેલા અનાજ ને વાસણ ધોતા જવા દઇએ, તો પરિણામ એ આવે કે તેમાથી ગંધ ઉડવા લાગે એ ગંધથી આપણને ત્રાસ થાય, તે દૂર કરવા આપણે ફીનાઇલ અગર કારબોલીક પાઉડર નાખીએ, અને તેની દુર્ગંધ આવતી બંધ થયાથી રાજી થઇએ કે હવે દુર્ગંધ આવશે નહિ પણ તેમા આપણે ભૂલ ખાઇએ છીએ મોરીના કોહોવાણના કચરાની ગંધ નીકળતી બંધ થઇ નથી પણ ફીનાઇલ કે કારબોલીક પાઉડરના ઉગ્ર વાસથી કોહોવાણની ગંધ આપણા નાકને લાગતી નથી પણ થોડા વખત પછી ફીનાઇલકે કારબોલીક પાઉડરનો અમલ દૂર થયા પછી એ ગંધ આવવાનીજ આપણા ઘરમા એક દર છે તેમા એક સર્પ ડોક કાઢેલો બહાર દેખાય છે તે જોઇ આપણને એમ લાગે છે કે આ સર્પ આપણને કરડશે એમ ધારી તે ઉપર પથ્થર મુકીએ છીએ, કાંવા માટીથી પુરી દઇએ છીએ. પણ આપણે વિચાર કરતા નથી કે સર્પને નીકળવાને બીજા દ્વાર છે, તે દ્વારે નીકળી આપણને કરડ્યા વિના રહેશે નહીં ઉપર બતાવ્યા પ્રમાણે દુર્ગંધના ત્રાસથી બચવુ હોય તો સારો ઉપાય એ છે કે તેમા ખુબ પાણી રેડી કોહવાણના કચરા ધોઇ નાખી સાફ કરવી કે ફરી ભરાતા સુધી દુર્ગંધ આવશે નહિ, તેમજ સર્પના ભયથી નિવૃત્ત થવુ હોય તો તે સર્પને પકડી બહાર ઘણા દૂર કરી આવવા.

ઉપરના પહેલા ઉદાહરણ પ્રમાણે, આપણા શરીરમાં ભરાયલા મળને કિંવા વિજાતીય તત્વને બહાર કાઢી શરીર નિર્મળ ન કરીયે ત્યાં સુધી રોગ નિર્મૂળ કરવા કરેલા ઉપચાર કાર્બોલીક પાઉડર કે ફીનાઈલ મોરીમાં છાંટી દુર્ગંધ બંધ કરેલા ઉપાય સરખા છે આવા સંચિત મળ અને વિજાતીય તત્વથી આંતરડાં ભરાઈ જાય છે, ત્યારે બીજા ઉદાહરણમાં બતાવ્યા પ્રમાણે નાગ પોતાનું ડોકું બહાર કાઢી દેખાવ દે છેજ એવી રીતે કે તાવ આવ્યા પહેલાજ દસ ચિન્હ થાય છે ૧ અરૂચિ, ૨ તૃષા એટલે તરસ લાગવી, ૩ ફેર, ૪ બધકોશ ૫ અતિસાર (ઝાડા) ૬ ઓકવા એટલે વાંધણીઓ આવવી, ૭ ઉલટી, ૮ શરીર ફાટવું, ૯ શ્વાસ, ૧૦ ઉધરસ, આ બધાં તાવના પૂર્વ ચિન્હ છે તે તાવ આવતા પહેલા માલુમ પડે છે હાલની વૈદકીય સારવાર પ્રમાણે અતીસાર વાળાને ક્લોરોડાઈન ડોવર્સ પાઉડર પ'નીમ ક્રીટા એરોમેટીક કિંવા દેશી વૈદક પ્રમાણે કનક સુંદર રસ, અગ્નિ, કરકચોના કે બીજું કંઈ આપી સંચિત થયેલા ઝેર ભેગા બીજા ઝેર ઉમેરવામાં આવે છે, કુદરત જે સંચિત મળને બહાર કાઢવા પ્રયત્ન કરે છે તેને અંદર રાખવા વૈદકીય સારવાર થાય છે તેથીજ ફેરફાર થાય ત્યારે બંધ કરવાની જુદી જુદી જાતની દવાઓ આપી નીકળતા વિજાતીય તત્વોને અંદરજ રાખવા તજવીજ કરવામાં આવે છે, જેનું પરિણામ એ આવે છે કે થોડા વખત પછી એજ તત્વો જવર કે બીજા રોગો ઉત્પન્ન કરે છે આનો અર્થ એજ કે કોઈ માણસને પીશાચ (ભૂત) વળગ્યું હોય તેને કાઢવા એક બીજાને બોલાવે તે જુવો એ ભૂતને કાઢવા પોતાના માનેલા મનડાં, આગીયા વેતાલ, પીર વગેરે પેલા માણસના શરીરમાં દાખલ કરે, તેનું પરિણામ એ આવે કે પેલાના શરીરમાંનું ભૂત નીકળે નહીં, ને બીજા ચાર, પાંચ ઉલટા તેના શરીરમાં વધે તેજ પ્રમાણે હાલની દવા કરવાની પદ્ધતિ ચાલુ થઈ છે. તાવના દર્દીને પહેલેજ દિવસ તાવ ઉતર્યો હોય તો અટકાવવા કવીના-

કંપનીના નં ૧૧ના ઓકટોબર માસના તથા નં ૧૨ ના ડીસેમ્બરની નામના અંકમા આવેલા લેખ ઉપરથી જણાય છે એટલુંજ નહીં પણ પાશ્ચાત્ય દેશોમા સુપ્રસિદ્ધ ડા શુશલરના હાથથીજ જન્મ પામેલી બાયો કેમીક સીસ્ટમ નામની ઉપચાર કરવાની વિદ્યામા વપરાતી બાર દવાઓ નીકળે છે તે પણ ખનિજ પદાર્થોનીજ છે ડા શુશલરે એવું સિદ્ધ કરી આપ્યું છે (જેને અમેરીકાના ડા કેરી જેવા વિદ્વાનોએ સબળ ટેકો આપેલો છે) કે આપણા શરીરના રક્ત, માંસ મજ્જા, અસ્થિ આદિક સર્વમા અમુક અમુક જાતના ક્ષારનું અમુક અમુક પ્રમાણ રહેલું છે, તે પ્રમાણ બરાબર જળવાઇ રહેતા શરીર નીરોગી રહે છે પરંતુ તેમા વધઘટ થતા જુદી જુદી જાતના વ્યાધિ ઉદ્ભવે છે બાયોકેમીક સીસ્ટમ જુદા જુદા રોગોમા કયા કયા જાતના ક્ષારોની વધઘટ થઇ છે અને તેમને રોગીઓમાનાજ કયાકયા ક્ષારોથી પુરવા યા દુરસ્ત કરવા, તેજ શીખવે છે આ વિદ્યા પાશ્ચાત્ય પ્રદેશમા બહુ પ્રચલિત થઇ છે. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે જ્યારે બાયો-કેમીક સીસ્ટમના ક્ષારોથીજ રોગો નાબુદ થવાનું મનવનાર કારણથી માનવામા આવે છે તો ત્યાં સુધી પ્રખ્યાત વિવિધ ભસ્મોમા પણ તેવાજ ખનિજ ક્ષારાદિકનોજ સંયોગ થયેલા હોય છે તો તે અધિક ઉપયોગી નીવડેજ એ નિઃસંશય વાત છે

જુદા જુદા ઋષિ મુનીઓએ ભસ્મો તથા માત્રાઓ કરવાની જુદી રીતો ગ્રંથોમા દાખલ કરેલી છે અને તેવા ગ્રંથો રચાયા પછી કેટલાક અનુભવી વૈદો, યોગીઓ જતીઓ સન્યાસીઓ વીગેરેએ પણ હસ્ત લિખિત ગ્રંથોમા વિવિધ વિધિઓ લખી રાખી છે આવા પૃથક્ પૃથક્ ગ્રંથોમાની રીતિઓનું જ્ઞાન એક માણસને મેળવવામા ઘણા પૈસા ખર્ચ કરવા પડે, તેમજ ઘણી મહેનત કરવી પડે, એટલુંજ નહીં પણ ઘર જુની પડેલા હસ્ત લખીત ગ્રંથો પણ મળી શકે નહીં લગભગ ચાલીસ વરસ ઉપરાંતથી આ વિદ્યા ઉપર શોખ હોવાને લીધે, તથા રોગીઓના

બારવાર કરવાના મ્હારા અનભર્યા અભ્યાસથી મને કેટલાક સાધુ, સંત, સન્યાસી, યોગી, જતી તથા વૈદોનો પ્રસંગ પડેલો અને તેમના સહવાસમા રહી મ્હે તેમની પ્રસન્નતા મેળવી કેટલીક દવાઓ બનાવવાની રીતિઓ તથા અનુભવ મેળવ્યો છે, તેમજ ગ્રંથોમાથી જ્ઞાન પણ મેળવ્યુ છે આ જ્ઞાન ભંડાર મ્હારા પોતાના સ્વાર્થ માટે સંગ્રહી રાખી આ નશ્વર દેહના પરિવર્તન પછી ધુળધાણી થવા દેવાને બદલે મ્હારા અનેક ધંધા ભાઇઓ અને અન્ય વિદ્વાન મુમુક્ષુ ભાઇઓના લાભની ખાતર આ ગ્રંથ પ્રસિદ્ધ કરવા મ્હારો વિચાર છે

વૈદકશાસ્ત્રમા દરેક ભસ્મોના ગુણ દોષ તથા માત્રાઓ બનાવવાની ક્રિયાઓ પણ છે, એક એક ભસ્મોને માત્રાના સંબંધમાં અનુપાન રોગ પરત્વે છે, પરંતુ જ્યારે તેવા રોગોનો દર્દી આવે ત્યારે આપણા ઘરમા ભસ્મ કે માત્રા લાવ્યા છતા પણ તેનો ઉપયોગ થઇ શકતો નથી કારણ કઈ માત્રા કે કઇ ભસ્મ તે રોગ ઉપર કામ કરશે તે જાણવાનુ સાધન રોગપરત્વે પુસ્તકોમા નથી

“ **રસાયન** ” એ સંસ્કૃત શબ્દના અર્થ આહારમાથી શરીરના પોષણ પામવુ અથવા “ **રસ** ” નુ ફેલાવુ થવુ તે છે શારીરિક તથા મગજની સ્થિતિ સાત ધાતુના શરીરની અંદર નિયમિત પ્રમાણમા લાવવાને શક્તિ સબળ છે, તે સમધાતુ નીચે પ્રમાણે રસ (‘ chyle ’) નાડી, માંસ, મેદ ( fat ) અસ્થી, મજ્જા ( marrow ) અને શુક્ર આ સમધાતુ એકમાથી બીજી, બીજીમાથી ત્રીજી એમ અનુક્રમે નીપજે છે, જેમકે રસમાથી લોહી, લોહીમાથી માંસ વિગેરે બને જે માત્રાઓ ભસ્મો યા દવાઓ ખોરાકને [illegible] આ સમધાતુમા રૂપાન્તર પામવા અર્થે અનુકૂળ કરી આપે તે ‘ રસાયન ’ કહેવાય છે, તેના ગુણાનુવાદ કરતા મહર્ષિ ચરક કહે છે કે “ તે શરીર અને મગજને પુષ્ટિ આપે છે, સર્વ રોગોનો નાશ કરે છે અને વીર્ય, કે જેના ઉપર જીવનનો મુખ્ય આધાર છે તેને ઉત્પન્ન કરે છે. ”

મહર્ષિ સુશ્રુત ત્હેની આ પ્રમાણે વ્યાખ્યા કરે છે,—"રસાયન એ એવી મહૌષધી છે કે જે જીવનદોરી લંબાવે છે, શરીર અને મગજને બલવાન કરે છે અને સર્વ રોગોને અટકાવે છે "

ડાક્ટર વાગ્ભટ્ટ તેના સંગ્રહમા ટીકા કરે છે કે " તે સ્મરણશક્તિ અને બુદ્ધિને સુધારે છે, કંઠ નિર્મળ કરે છે, ચહેરાને ખુબસુરત બનાવે છે, શરીરને સુંદર અને પ્રશંસનીય કરે છે, આરોગ્યને જાળવી યૌવનને નિભાવે છે, શારીરિક અને માનસિક શક્તિઓને બલવાન કરે છે, અને મનુષ્યત્વના સર્વ આશિર્વાદ અર્પે છે, ટુંકામા શરીરને તે સમ ધાતુઓ પુરી પાડે છે આવી જાતના રસાયનના સેવનથી વૃદ્ધ સફેદ વાળ થઇ ગએલા ચ્યવનઋષિ યુવાન થયેલા, અને લબડી ગયેલી ચામડીવાળુ ત્હેમનુ શરીર માંસાદિકથી ભરાવદાર થવાનુ આર્યગ્રન્થોમા વર્ણન છે

હતભાગ્ય હિંદુસ્તાનનુ કે અત્યારે જુના ઋષિ મુનીઓએ ઉપર પ્રમાણે અત્યન્ત વખાણ કર્યા છે તેવા અમૃતતુલ્ય, દીર્ઘાયુષ અર્પનાર, અનેક રોગ નાબુદ કરનાર રસાયનાદિકનુ નામ સાંભળતા લોકો કંપે છે, અને છે પણ તેમજ કે કેટલાક લેભાગુ ઉટવેદો તેવા રસાયનો વાપરી દર્દીની જીંદગી જોખમમા લાવે છે મ્હારા દીર્ઘકાળના અનુભવમા આવા કહેવાતા રસાયનો ફુટી નીકળેલા ઘણા દર્દીઓ જોવામા આવેલા છે. હુ ખાત્રીપૂર્વક અને હીમ્મત સાથે કહી શકુ છુ કે હરતાલ ભસ્મ અને તામ્રભસ્મ જેવા મ્હોટા રસાયનો મે યથાશાસ્ત્ર શુદ્ધ કરી તેમની ભસ્મો કરી દર્દીઓને ખવરાવેલી છે, અને તે ઉપર તેલ, મરચુ, આમલી જેવા પદાર્થો પણ ખાવા છુટ આપેલી, છતા પણ તેવા દર્દીઓને દીર્ઘકાલે પણ એવી દવાઓ ફુટી નીકળવાના દાખલા મ્હારા જોવામા આવ્યા નથી પરતુ શાસ્ત્રોક્ત રીતથી પથ્ય પાળવામા ન આવે તો એવી દવાઓ પોતાના ગુણો શાસ્ત્રોમા વર્ણવ્યા પ્રમાણે જોઇએ તેવા આપી શકતી નથી એ કારણને લીધે હુ પથ્યાદિનો પ્રબંધ કરૂ છુ પરન્તુ ત્હેમા ક્વચિત સ્ખલન થતા કોઇપણ જાતનો ભય નથી

એવુ પણ દર્શાને નાવ જણાતુ છુ, આથી ધાતુ ઉપધાતુને યથાશાસ્ત્ર શુદ્ધ કર્યા પછીજ તેની ભસ્મો કરી વાપરવી જોઇએ અથવા તો રૂપ ધાતુ કાચી વાપરવા જે સ્થળે કહ્યુ હોય ત્યાજ તે વાપરવી જોઇએ એમ મ્હારો તો નમ્ર અનુભવ છે આની યથાશાસ્ત્ર બનાવેલી દવાઓ શાસ્ત્રમા વર્ણન કરેલા ગુણો આપ્યા વિના રહેતીજ નથી એ વાત નિર્વિવાદ છે "

વૈદ્યક સબધી 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી 'આર્ય ભિષક્' નામનો બ્રહત્ ગ્રન્થ બહાર પડ્યો છે તે ઉપરાત એજ વિષયના બીજા ગ્રથો પણ પ્રગટ થયા છે છતા ગુજરાતની બહોળી વસ્તીના પ્રમાણમા અત્યાર સુધી પ્રગટ થએલુ વૈદ્યક સબધી સાહિત્ય સાગરમા એક જલબિન્દુ સમાન છે સાધારણ જન સમુદાય મોટી કિમતના પુસ્તકો ખરીદતા બચાય એમા આશ્ચર્ય નથી એકી વખતે ચાર પાચ અથવા છ રૂપીઆ એકજ પુસ્તક પાછળ ખર્ચવા જેટલી આપણી પ્રજાની આવક નથી વળી કટકે કટકે દસ વીસ રૂપીઆ ભલેજો ખર્ચી શકાય પરન્તુ એકી વખતે તેટલી રકમ સાહિત્ય પાછળ ન ખર્ચાય એ અનુભવસિદ્ધ વાત છે એ વાત ધ્યાનમા લઇ કેવળ ધાતુ સબધી જ્ઞાન દર્શાવવા આ પૃથક ગ્રન્થની યોજના અમને ઠીક જણાય છે આ પુસ્તક બનાવવામા 'આર્યાષધિ શાસ્ત્ર' 'આર્ય ભિષક' તેમ જ વૈદ્ય જટાશકર લીલાધર ના 'વૈદ્યકલ્પતરૂ' માસિકના કેટલાક અકો, ધન્વન્તરિ માસિક વગેરેની ન્યૂનાધિક અશમા સહાય લેવામા આવી છે જેને માટે તે પુસ્તકો તથા માસિકોના સપાદક તથા લેખકોનો અમે અત્રે સવિનય આભાર માનવા રજા લઇએ છીએ ઇત્યોમ્

પ્રકાશક.



# અભ્રક (અબરખ.)



**વર્ણન**–અભ્રક ચાર જાતનો થાય છે કાળો ધોળો રાતો અને પીળો બજારમા ફક્ત બે જાત મળી આવે છે ધોળો અને કાળો તેમા કામણુ સરકારમા લાલ પીળો અને કૃષ્ણવર્ણ એ યોગ્ય છે ધોળો રૂપાની ક્રિયામા, લાલ રસાયનમા, પીળો સુવર્ણ ક્રિયામા અને કાળો રોગનાશનમા પ્રશસ્ત છે, ધોળા અને કાળા અભ્રકના પતરા આવે છે અભ્રખ રૂપાના જેવો ઝગઝગતો હોય છે અને કાળો અભ્રક કાળો હોવા ઉપરાંત તેમા ઠેકાણે ઠેકાણે ધોળા ટપકા હોય છે ઔષધ નિમિત્તે કાળો અભ્રક શ્રેષ્ઠ છે

**અભ્રક પરીક્ષા**–કૃષ્ણ અભ્રક પણ ચાર જાતનો છે, પીનાક, દરદુર, નાગ અને વજ્ર જે અભ્રક અગ્નિ ઉપર તપાવ્યા છતા પત્રા જુદા જુદા થાય તે પીનાક, જો અજ્ઞાનથી ભક્ષણ કરવામા આવે તો કુષ્ટ (કોઢ) થાય છે, અને જે અગ્નિ ઉપર મુકવાથી ગોળાકાર થાય છે ને દેડકા જેવો અવાજ કરે છે તે દરદુર કહેવાય છે એ પણ ત્યાજ્ય છે, વળી જે અગ્નિ ઉપર નાગ સરખો ફુત્કાર કરે છે તે નાગ કહેવાય છે. તે પણ વર્જ્ય છે, જે અગ્નિ ઉપર તપાવવાથી વિકાર પામતો નથી અને વજ્ર જેવો રહે છે તેને વજ્રાભ્રક કહે છે વજ્રાભ્રક જરા વ્યાધિ, વગેરે દોષોનો નાશ કરે છે તે અભ્રક કાળો હોય છે અને તેજ સર્વત્ર હિતકારક અને યોગ્ય છે બીજા સારા નથી

**દિશા પરત્વે અભ્રક**–જે અભ્રક પૂર્વ તરફના પર્વત ઉપર થાય છે તે ઘણો સત્વવાન્ અને ગુણમા પણ સર્વોત્તમ હોય છે, અને જે દક્ષિણ દિશા તરફના પર્વતનુ ખનિજ છે તે સ્વલ્પસત્વ અને

અલ્પ ગુણવાળો છે અને ઉત્તર તરફના પર્વતમાંનો અલ્પ ગુણવાળો છે અભ્રક લેવો હોય તો અભ્રકની ખાણ મયોકુ ખોદ્યા પછી નીચે ગારા સરખો સત્વ હોય એવો લેવો

**વજ્રાભ્રક** ગુણ—આ અભ્રક તુરટ, મધુર, શીત, આયુષ્ય આપનાર, ધાતુવર્ધક અને ક્ષય, ત્રિદોષ પ્રમેહ, કુષ્ટ, પ્લીહ, ઉદરગ્રંથી વિષ અને કૃમિનો નાશ કરે છે

**શોધન તથા મારણ** ( શોધન એટલે શુદ્ધ કરવું અને મારણ એટલે રસ કરી ભસ્મ બનાવવી )—અભ્રકની ભસ્મ બનાવ્યા પહેલા તેને શુદ્ધ કરવો પડે છે તેને માટે કાળો વજ્રાભ્રક લઇ તેને ખૂબ તપાવી ગાયના દૂધમા ઠારવા આથી તેના પતરા જુદા પડી જાય છે, પછી તે પતરાને ખૂબ તપાવી સાતવાર ત્રિફળાના ( હરડા બેડા અને આમળા ) ના કાઢામા, સાત વાર ગૌમુત્રમા અને સાતવાર છાશની અદર બોળવા, આ ક્રિયાથી અભ્રક શુદ્ધ થશે અભ્રક અગ્નિ ઉપર તપાવી બોરના કાઢામા બુઝાવવા અને હાથથી મર્દન કરી ઉપરનુ પાણી કાઢી નાખી શુષ્ક કરવા જેથી તે ધાન્યાભ્રમથી પણ સારો થશે

તે સિવાય તેને શોધન કરવાની બીજી રીત એ છે કે અભ્રક પતરાને આઠ દિન સુધી તદળજના રસમા અને કાંજીમા બોળી રાખવા આવી રીતે શુદ્ધ થએલા અભ્રકને કાઢી લઇ ધોઇ સાફ કરવો શોધન કરવાથી અભ્રક પોતાની ચવડાઇ છોડે છે ને તેનો જલદીથી ભૂકો થાય છે. તે શુદ્ધ થએલા અભ્રકને એક કામળાની અદર નાખી તેમા તેથી ચોથો ભાગ પરાળ નાખી તે બન્નેને ખૂબ ચોળવા જે છેડામા અભ્રક ચોળતા હોઇએ તે છેડો પાણીથી ભરેલા તપેલાની અદર રાખવા કારણ કે ચોળવાથી અભ્રકના

જે બારીક કણો ધામળાના છિદ્રામા નાકળે છે તે પાણીમા મળે છે જો કોરાને કોરા કપડામા ચોળવામા આવે તો તે અભ્રકના કણો છુટી જાય છે ને અભ્રક બીલકુલ હાથ લાગતો નથી આવી રીતે ચોળવાથી બધો અભ્રક પાણી નીચે બેસી જશે ને પરાગનો ડુચો ધાબળામા પડ્યો રહેશે બધો અભ્રક પાણીમા પડયા પછી તે પાણીને આઠરવા દેવુ અને પાણી આઠર્યા પછી નીતારી નાખવુ નીચે ચકચકીત લોટ જેવો અભ્રકનો ભુકો પડયો રહે છે તેને ધાન્યાભ્રક કહે છે અભ્રકની ભસ્મ કર્યા પહેલા ધાન્યાભ્રક કરવાની જરૂર છે કેટલાક વૈદ્યો ધાન્યાભ્રક કર્યા સિવાય અભ્રકની બારીક કટકીઓ કરી તેને સુહાગા તથા ટંકણખાર સાથે ખલ કરી ગજપુટથી + ફુકી દે છે પણ તેથી શુદ્ધ અભ્રક ભસ્મ થતી નથી તેમજ તેથી સારો ફાયદો પણ થતો નથી શુદ્ધ અને ઉત્તમ અભ્રકભસ્મ કરવાનો સારો રસ્તો એ છે કે ધાન્યાભ્રકને ગૌમુત્રની ભાવના દઇ એક દિવસ ખલ કરી ગજપુટની અંદર ફુકી દેવા આવી રીતે બે ચાર વખત ગૌમુત્રમા ખલ કરી ગજપુટ દઈ દેવાથી શુદ્ધ અને નિશ્ચંદ્ર અભ્રકભસ્મ થાય છે તે સિવાય તૈયાર કરેલ ધાન્યાભ્રકને આકડાના ક્ષીરમા બે ચાર વખત ખલ કરી ગજપુટો દેવાથી પણ શુદ્ધ અભ્રકભસ્મ થાય છે ફક્ત એક અથવા બે ગજપુટ ફુકવાથી જોઇએ તેવી અભ્રકભસ્મ થતી નથી. શુદ્ધ અભ્રકભસ્મ લાલ ભુખરા રંગની હોય છે ને તેમા ચકચકીત કટકીઓ હોતી નથી જેમા ચકચકીત કટકીઓ હોય તેને અશુદ્ધ ભસ્મ સમજવી તે વાપરવા માટે તદન અયોગ્ય છે જેટલી વખત

---

†. ગજપુટ—એક ગજ લાંબો, એક ગજ પહોળો અને એક ગજ ઉંડો ખાડો ખોદી તેમા છાણા ભરી તે છાણાની વચમા શરાવ સપુટ મુકવુ પછી બાકીનો ભાગ છાણાથી ભરી દેવો અને તેને સળગાવી તાપ કરવો એવી રીતે તાપ આપવાની ક્રિયાને ગજપુટ તાપ આપ્યો એમ કહેવાય છે

ગજપુટ દઇ ભસ્મ કરવામા આવે તેટલો તેના ગુણમા વધારો થાય છે અને તે પ્રમાણે તેને એક પુટી, દશપુટી, શતપુટી અને સહસ્ત્રપુટી એવા જુદા જુદા નામો આપવામા આવ્યા છે સહસ્ત્રપુટી ભસ્મ સૌથી ઉત્તમ ગણાય છે પણ તે ઘણી કડાકૂટ વાળી બનાવટ છે જેથી ૫-૧૦ પુટવાળી બનાવટ સાધારણ રીતે વપરાય છે એક બે પુટવાળી અભ્રકભસ્મ ન વાપરવી કારણ કે તે સાવ નિશ્ચંદ્ર થઇ ગએલી હોતી નથી અભ્રકભસ્મનો રંગ ઉપર જણાવ્યા પ્રમાણે લાલભુખરો થાય છે તે રંગ સારી રીતે આવે તેટલા માટે તેને આકડાના ક્ષીરમા અને વડની જટાના રસમા ખલ કરે છે વડની જટામા ખલ કરવાથી અભ્રક રાતો રંગ ઘણી જલદીથી પકડે છે તે સિવાય મજીઠનો પાસ દેવાથી પણ લાલ રંગ જલદીથી આવે છે કેટલાક વૈદ્યો ઝાઝી ભાવના ન દેતા રંગને માટે ફક્ત એક બે ભાવના દઇ અભ્રક વાપરે છે

**બનાવટ**—૧ અભ્રક ભસ્મ ૨ અર્જુનાભ્ર ૩ સુલોચનાભ્ર, ૪ શૃંગારાભ્ર, ૫, હરિશંકર રસ, ૬ મહાલક્ષ્મી વિલાસ રસ

**૧ અભ્રકભસ્મ**—આની બનાવટ ઉપર માગણમા આપાઇ ગઇ છે

**૨ અર્જુનાભ્ર**—શુદ્ધ અભ્રકભસ્મને અર્જુનવૃક્ષની છાલના રસની સાત ભાવના દઇ સુકવવી ને વાટી બારીક કરતા જે તૈયાર થાય તે અર્જુનાભ્ર.

**૩. સુલોચનાભ્ર**—આઠ તોલા શુંદ્ધ ભસ્મ લઈ કોળાનો ગર્ભ, ચવક, વાળો, દાડમનુ ફૂળ, લીંબુનો રસ, આમળા અને ચાઞેરી આ દરેકનો રસ આઠ આઠ તોલા લઇ તેની એક પછી એક અભ્રકને ભાવના દેવી એ બધી ભાવના દેવાઈ રહે ત્યારે વાલ વાલની ગોળી વાળવી.

**૪ શૃંગારાભ્ર**—અભ્રક ભસ્મ ૧૬ તોલા લઇ તેમા કપૂર એલચી, જાયફળ, જાવત્રી, લવગ, ગજપીપર, તેજપત્ર, જટામસી,

નાલીસપત્ર, તજ, નાગકેશર, કુષ્ટ, ધાવડીના ફુલ, કાંગોવાળો અને શુદ્ધ ગંધક એ દરેક અકેક તોલો લઇ ખાંડી બારીક ચુર્ણ કરી તેમા ૦॥ તોલો શુધ્ધ પારો બરાબર મેળવી પાણી સાથે તેની બબે રતીભારની ગોળી કરવી

**૫ હરિશંકર રસ**—શુદ્ધ અભ્રક ભસ્મ લઇ તેને સાતદિવસ સુધી આમળાના રસની ભાવના દેવી.

૬ **મહાલક્ષ્મીવિલાસ રસ**—અભ્રક ભસ્મ તોલા ૮, શુદ્ધ પારો તોલા ૪, શુદ્ધ ગંધક તોલા ૪, બંગભસ્મ તોલા ૨ રૌપ્ય ભસ્મ તોલો ૧, હરતાળ ભસ્મ તોલો ૧, તામ્ર ભસ્મ તોલો ૦॥ સુવર્ણભસ્મ તોલો ૦॥, કપૂર, જાયફળ અને જાવત્રી દરેક ચાર ચાર તોલા સમુદ્રશોષના બી બબે તોલા, ધતુરાના બી તોલો ૧–એ બધાને સાથે મેળવી નાગરવેલના પાનમા ખુબ ખરલ કરી વાલ વાલની ગોળી કરવી આ ઉપરાંત બીજી બનાવટો પણ છે.

**મહાન્તેમ કાલાનલ રસ**—હિંગળામાંથી કાઢેલો પારદ, મનશીલ, ગંધક, ટંકણખાર તામ્રભસ્મ, બંગભસ્મ અભ્રકભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, હરતાલભસ્મ, કાળા ધતુરાના બીજ, સિંધાલુણ, કોઠ, હીંગ, લીંડીપીપર, જાયફળ, નેપાળાના બીજ, બાબચી, ગરમાળાનો ગોળ અને નસોતર એ સર્વને સરખે ભાગે લઇ એકઠા કરી ધુવરના દુધમા ખરલ કરી વટાણાના દાણા જેવડી ગોળીઓ બનાવવી દરરોજ એક ગોળી સેવન કરવી આ ગોળીના સેવનથી સન્નિપાતનો નાશ થાય છે.

**પિત્તાંતક રસ**—જાવત્રી, જાયફળ, જટામાંસી, કોષ્ટ તાલીસપત્ર, સુવર્ણમાક્ષિક ભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, લવીંગ અને રૂપાનીભસ્મ એ સર્વ સમાન ભાગે લઇ પાણીમા ખરલ કરી બબે રતીભારની ગોળીઓ કરવી, આ ગોળીઓનુ સેવન કરવાથી તમામ જાતના પિત્તરોગ, કોષ્ઠાશ્રિત પિત્ત, શાખાશ્રિત પિત્ત, શળ, અમ્લપિત્ત, પાંડુરોગ, હરસ, ભ્રમ, અને ઉલટીનો નાશ થાય છે

મહાપિત્તાતક રસ-પિત્તાતકમા જે વસ્તુઓ કહી છે તેમા સુવર્ણ માક્ષિક ભસ્મની જગ્યા સુવર્ણની ભસ્મ નાખવાથી મહાપિત્તાતક રસ બને છે, તેના સેવનથી તમામ જાતના પિત્તરોગોનો નાશ થાય છે

**ચતુઃસમલોહ**—અભ્રકભસ્મ, તામ્રભસ્મ, પારદ, લોહભસ્મ અને ગધક એ સર્વ ચાર ચાર તોલા પ્રમાણે લઇ એકત્ર કરી અડતાલીસ તોલા ઘી અને અડતાલીસ તોલા દુધમા મેળવી પકાવવુ જ્યારે પાક થઇ જાય ત્યારે વાવડીંગ, ત્રિફળા, ચીત્રાના મૂળ, અને ત્રિકટુ એ સર્વેનુ ચૂર્ણ અધો અર્ધો તોલો લઇ ઉપરોક્ત પાકમા મેળવી ઉતારી દેવુ, ઠડુ થયા બાદ એક કાચની બરણીમા ભરી રાખવુ. બાદ જ્યારે માનસિક સ્થિતિ સારી હોય તે દિવસે આ લોહની માત્રા એક માસા જેટલી લઇ ઘી અને મધમા મેળવી સેવન કરવી. બાદ દરરોજ એક એક માસાભારની માત્રા વધારતા જવુ જ્યારે દરરોજની માત્રા આઠ માસાભારની થાય ત્યારે પછી માત્રાને વધારવી નહિ અનુપાનમા નારી- યેળનુ પાણી અને દુધ પીવુ જ્યારે દવાની માત્રા પચી જાય ત્યારે સાઠી શાલી ચોખાનો ભાત, મગના ઓસામણ અને ઘી સાથે ખાવો આ લોહના સેવનથી શૂલરોગ, હૃદયશૂલ, પાર્શ્વશૂલ, આમવાત, કટિપીડા, ગુલ્મવાત, અને શિરવાતનો નાશ થાય છે.

**પચામૃત રસ**—પારદભસ્મ, અભ્રકભસ્મ, અમ્લવેતસ, તામ્ર ભસ્મ, ગધક, વછનાગ, અને ત્રિફળા એ પ્રત્યેક વસ્તુ સમાનભાગે લઇ સર્વને એકત્ર કરી ગરણી, ગોરખમુડી, અરડૂસો, ભોરીંગણી, નગોડ, ભારંગી, જાબુની છાલ અને નીલકમલ એ પ્રત્યેકના રસની એક એક ભાવના આપવી બાદ સર્વની બરોબર વજને પચલવણ નાખી આદુના રસમા એક દીવસ ખરલ કરી ચણાના પ્રમાણની ગોળીઓ કરવી દર- રોજ સવારે, બપોરે અને સાઝે એક એક ગોળી સેવન કરી ઉપરથી આદુ, ગોળ, પકવાન, અને ગાયના દુધનુ સેવન કરવુ. આ રસ શૂલ રોગથી પીડાતા રોગીને બહુજ હિતકર છે.

**સર્વાંગ સુંદર રસ**—શુદ્ધ પારદ, તામ્ર ભસ્મ, મનશીલ, સુવર્ણ માક્ષિક ભસ્મ, હરતાલની નિર્ધૂમ ભસ્મ, રૌપ્ય ભસ્મ, સુવર્ણ ભસ્મ, બંગ ભસ્મ, લોહ ભસ્મ, અભ્રક ભસ્મ, સુંઠ, પાંચો લવણ અને ગંધક એ સર્વ સમાન ભાગે લઇ સુંઠનો ક્વાથ, ગરણીના પાનનો રસ, ભાંગના પાનનો રસ, ભારંગીના મળનો રસ અને કાળા ધતુરાના પાનનો રસ એ પ્રત્યેકના રસની અલગ અલગ સાત ભાવના આપી ખુબ બારીક મર્દન કરી બાદ એક એક માસા ભારની ગોળીઓ કરી રાખવી એરંડીના તેલ અને સુંઠના ચૂર્ણ સાથે આ ગોળીઓનુ સેવન કરવાથી કફનો વ્યાધિ શમન થાય છે તથા આ ગોળીઓનુ સેવન કરી અનુપાન તરીકે ત્રિકટુ, સંચળ, હીંગ અને કાકચના બીજ સમભાગે લઇ કરેલુ ચૂર્ણ ગરમ પાણી સાથે સેવન કરવાથી સર્વ પ્રકારના શૂળનો નાશ થાય છે

ગુણ—પૌષ્ટિક, ધાતુ પૌષ્ટિક, શોધક, અને શીતળ

ઉપયોગ-અભ્રક કૌવત આપનારી દવા ગણાય છે અને તેની અસર લોહનીસાથે લેવાથી ઘણી વધે છે નબળાઈ, કમકાવની, જીર્ણજ્વર, સંગ્રહણી, જીર્ણ ખાંસી, તથા ક્ષય ઉપર તે અપાય છે જીર્ણ રોગ ઉપર તે સારો ફાયદો કરે છે જીર્ણ રોગની અંદર જે ઝીણો ઝીણો તાવ રહે છે તેને તે દૂર કરે છે જ્વર દૂર કરવા માટે અભ્રકની સાથે લોહ ભસ્મની યોજના કરવી એ એક ઉત્તમ પક્ષ છે તેથી યકૃતોદર અને પ્લીહોદર દબાય છે, શરીરમા કૌવત આવે છે અને જીર્ણજ્વર ખસે છે લોહ ભસ્મ અને અભ્રક એ બન્નેની રતી રતી ભાર માત્રા અરડુસીના રસમા ખાવાથી ક્ષયમા સારો ફાયદો થાય છે શૃંગારાભ્રની બનાવટ પણ ક્ષય, જીર્ણ સસણી, તથા ઉધરસ ઉપર વાત અને આદૂ સાથે ચાલી શકે પાણીએ ઉનારવી જોઇએ અને ઉપરથી ઘી, દૂધ વિગેરે સારો પૌષ્ટિક ખોરાક લેવો જોઇએ અજીર્ણ, મદાગ્નિ, ઉલટી અરૂચિને થોડી થોડી ચથર અને તેથી થતી કમ કૌવતીની અંદર અભ્રક આપવી બહુ યોગ્ય

છે સુલોચનાભ્રની બનાવટ અર્જીર્ણના વ્યાધિ ઉપર ઘણી પ્રસિદ્ધ છે તેમજ ધાતુ પુષ્ટિને માટે પણ તે વપરાય છે. અભ્રક ધાતુને પુષ્ટિ આપનાર દવા ગણાય છે અને તેથી કેટલાક ક્ષીણવીર્ય પુરૂષો તેનુ સેવન કરે છે. ધાતુ ક્ષીણતા, કળતર, માથાનો દુખાવો, કમ્મરની પીડા અને શરીરમા થતી બેચેની અભ્રક ભસ્મથી દૂર થાય છે ધાતુને માટે દેશી વૈદ્યોએ ઘણા ગુણો કહ્યા છે પણ તે પ્રમાણે જોવામા આવતા નથી તોપણ અભ્રકને માટે એટલુ તો સિદ્ધ છે કે જે જે દરદોની અંદર પૌષ્ટિક દવાની જરૂર છે ત્યા ત્યા અભ્રક આપવી યોગ્ય છે અને તેનો ફાયદો ઘણુ કરીને તેના પૌષ્ટિક ગુણમાજ રહેલો છે તે શીતળ હોવાથી મૂત્ર વ્યાધિમા ઘણી ઉપયોગી છે ગુરદાના જીર્ણ વરમમા અને આખા શરીરના સોજામા અભ્રક ભસ્મ એકલી અગર હરિશંકર રસ અપાય છે. જીર્ણ પ્રમેહ ઉપર તે ઉપયોગી છે જે દરદો ઉપર અભ્રક લાગુ પડે છે તે દરદના જીર્ણ રૂપમાજ અભ્રક ઉપયોગી છે પ્રમેહ તથા ઉધરસના તીક્ષ્ણ રૂપમા અભ્રક આપવો નકામો છે બીજા બધા રોગના કરતા તે છાતીના અને પીશાબના રોગ ઉપર બહુ લાગુ પડે છે. ક્ષય ઉપર શ્રૃંગારાભ્ર અને અભ્રક ભસ્મ એ ઘણા સારા ઉપાય છે, અને જ્યારે દરદી ઘણો ક્ષીણ થઇ ગયો હોય ત્યારે તેને શક્તિ આપે છે અર્જુનાભ્રની બનાવટ એ ખસૂસ કરીને હૃદરોગ ઉપર અપાય છે મહાલક્ષ્મી રસની બનાવટ ઘણી સારી ધાતુ પૌષ્ટિક દવા છે તે ક્ષીણ થએલા પુરૂષોને પઢત્વ દૂર થવા માટે અપાય છે ટુંક જીર્ણ રોગમા તે રોગને લાગુ પડતી દવાની સાથે અભ્રક ભસ્મની યોજના કરવી ઘટિત છે

**માત્રા:**–શુદ્ધ અભ્રક ભસ્મ * ૧ થી ૨ વાલ, • અર્જુનાભ્ર ૧ રતીભાર, સુલોચનાભ્ર ૧ વાલ, શ્રૃંગારાભ્ર ૨ રતીભાર, હરિશંકર રસ ૧ વાલ, તથા મહાલક્ષ્મિ વિલાસ રસ ૧ વાલ

---

અશુદ્ધ એટલે શોધ્યા વગરની અને આ શુદ્ધ એટલે જેની અંદર ચકચકીત કટકાઓ દેખાય એવી અભ્ર ભસ્મ વાપરવાથી મનુષ્યના

**અનુપાનઃ**-પ્રમેહ, શ્વાસ, કોઢ, વાયુ, પિત્ત, સંગ્રહણી, પાંડુરોગ, કમળો, ગુલ્મ અને મૂત્ર રોગ ઉપર મધ અને લીંડી પીપર સાથે, ક્ષય ઉપર સોનાના વરખ સાથે, ધાતુપુષ્ટિને માટે સુવર્ણ ભસ્મ સાથે, અજીર્ણના રોગની અંદર ગાયના દૂધ અને સાકર સાથે અભ્રક અપાય છે, જેવા હેતુને માટે અભ્રક ભસ્મ વાપરવી હોય તેવી ચીજોનું અનુપાન અભ્રકની સાથે નાખવું જોઈએ કફ રોગને માટે કાયફળ, લીંડી પીપર અને મધમાં આપવી, ધાતુવૃદ્ધિને માટે લવંગ તથા મધમાં આપવી

---

# અંબર.

વર્ણન—અંબર એક ખનિજ પદાર્થ છે એના ગાગડા થાય છે. એ પદાર્થ પૃથ્વીમાંની દ્વારોમાંથી અથવા સમુદ્રમાં તરતું અથવા તો સમુદ્રના કિનારા પર ઘણે ઠેકાણે મળી આવે છે વિશેષ કરી બાલ્ટિક સમુદ્ર, પરશીઅન સમુદ્રના કિનારા ઉપર અને પોલાંડ, જર્મની, સ્વીડન, સીસીલી, પ્રશીઆ આદિ દેશોની જમીનમાં પણ મળે છે અંબર ત્રણ પ્રકારનું થાય છે પીળું, રાતું અને કાળું પીળા અંબરની ઉપર ટપકાં હોવાથી તે ગોળ અગ્ગાન જેવું પીળા રંગનું હોય છે પીળું અંબરજ શ્રેષ્ઠ છે અને કાળું સર્વથી હલકી કિંમતનું હોય છે અસલ અંબર મોંઘું વેચાય છે એટલે કેટલાક લોકો બનાવટી પણ કરે છે જે ખરું અંબર છે તેના બે ગાગડા લઈ એક ઉપર બીજાને ઘસવાથી ગરમ થતાંજ સૂક્ષ્મ પદાર્થોને લોહચુંબકની માફક આકર્ષે છે દાંત નીચે

---

શરીરમાં અનેક પ્રકારની પીડા થાય છે એવી ભસ્મ કોઢ, ક્ષય, પાંડુરોગ, સોજો હૃદય અને પસવાડામાં પીડા અને ભારે સંતાપ આપનાર છે, તે ફુટી નીકળે છે, સોજો ચઢે છે, ને હૃદ્-રોગ તથા રક્તપિત્ત જેવા ચિન્હ જણાવા માંડે છે અભ્રકના વિકારની શાંતિ ત્રણ દિવસ આમળાં પાણીમાં વાટી પીવાથી થાય છે એમ કહેલું છે

આવવાથી થોડો અવાજ થાય છે પરન્તુ પીગળતુ નથી માત્ર નરમ થાય છે અને તેમા થોડી ચીકાશ આવે છે અબરને દેવતામા નાખવાથી તેના ધુમાડાની સુગધી સારી આવે છે અબર સુગધી પદાર્થોમા નખાય છે

**ગુણ**—ધાતુવર્ધક, તૃપ્તિકારક પુષ્ટિકર, કામોત્તેજક, ઇન્દ્રિઓને શક્તિ આપનાર અગ્નિવર્ધક, કોઠામાની શરદી અને ગરમીની ઇજા દૂર કરનાર, જુવાન અને ઘરડાને હિતકર છે

**ઉપયોગ**—એક ચણોઠી ભાર અબર મધની સાથે આપવુ તે મુજબ સાત દિવસ આપવાથી કપવાયુ દૂર થાય છે, અને કોઠાનો નમ માથાનો રોગ પણ દૂર થાય છે સ્થાવર જગમ વિષ ઉપર અબર પાણીની સાથે આપવુ કોગ (વિષુચિકા) ઉપર અબરની ગોળી આપવી તથા અબર અને કસ્તુરી મહોર ખાવા પણ આપવી અબરનુ તેલ માલીસમા મર્દન કરવાથી લોહીની ઠડ થઈ શરીર ઉપર ગરમી આવે છે અને મગજ શાન્ત થાય છે

# કલઈ.

**વર્ણન**—કલઈ એ રૂપાના જેવી ચકચકાટવાળી ધાતુ છે અને તેને ખડખડાવવાથી અવાજ થાય છે જેને આપણે સાધારણ રીતે કલઈના પતરા કહીએ છીએ તે કલઈના પતરા નથી પણ લોઢાના પતરાપર કલઈ ચઢાવેલ હોય છે

**શોધન તથા મારણ**—કલઈને પાતળી કરી નગોડના રસમા હળદરનુ ચૂર્ણ નાખી તેમા રેડવી આ પ્રમાણે ત્રણ વખત રેડવુ એટલે કલઈ શુદ્ધ થશે દવા તરીકે ઉપયોગ કરવામા કલઈની ભસ્મ વપરાય પણ ભસ્મ કરવા પહેલા તેને શુદ્ધ કરવાની જરૂર છે કલઈની બીજી

શોધન વિધિ એવી છે કે તેને ઉકાળી તેનો રસ થાય ત્યારે તેને આકડાના છીરમા અગર ગૌમુત્રમા ઠારવી અગર તે બન્ને સાથે મેળવી તેમા ઠારવી પછી તેને કસુમના પાણીથી અગર સાદા પાણીથી ધોઇ લેવાથી કલાઈ શુદ્ધ થાય છે ફિકાળેલ કલઇના રસને આકડાના છીરમા અને ગૌમુત્રમા ઠારવી વખતે વૈદને તથા સુહારને ઘણી સભાળ રાખવાની જરૂર છે કલઇનો રસ આકડાના છીરમા ને ગૌમુત્રમા નાખતા એકદમ ઉડે છે, તેથી દૂર ઉભા રહી હાથ લાબો કરી સાણસીથી કલાઇવાળા વાડકાને મજબુત પકડી ઉંધો વાળી દેવો ને તરત ખસી જવુ આમ કરવાથી કલઇ ઉડે છે પણ માણસ છેટે હોવાથી કઇ થતુ નથી જો કોઇ માણસ ભુલથી આકડાના છીરના ઠામ ઉપર મોઢુ રાખી કલઇ નાખશે તો છીર અને કલઇ ઉડી તેના મોઢા ઉપર ચોટી રહેશે, માટે કલઇની શુદ્ધિ કરતી વખતે અવસ્ય સભાળ રાખવાની જરૂર છે દરેક વખતે જ્યારે કલઇનો રસ ઠારવામા આવે છે ત્યારે ઝીણી ઝીણી કરચો ઉડી હાથ બે હાથ છેટે પડે છે માટે દરેક વખતે તે વીણી લઇ ફરીથી ગાળવી છેવટને ફેરે તેને ગૌમુત્રમા ન નાખતા તેને ઉકાળી તેના ઢાળપાડી તેનો પછી તેને ટીપી બારીક પતરા કરવા આવી રીતે શુદ્ધ થએલ કલઇના બારીક કટકા કરવા બાદ બે માટી છાણા લઇ છાણાની સપાટીપર થોડી પારવાની ચક્ક પાથરી તે ઉપર કલઇની કરચો પાથરવી તે ઉપર પાછી પારેવાની ચક્ક પાથરવી એમ બે ત્રણ ચાર પટ દઇ બાદ પારેવાની ચરક પાથરી સાથે મોઢુ છાણુ મુકવુ આ બન્ને છાણા અગાઉથીજ ઘસી ઘસી સપાટીના કરવા જોઇએ ત્યાર પછી થોડા છાણા નીચે મુકી તેની અદર આ બન્ને છાણા મુકી ઉપર માથે બીજા થોડા છાણા ખડકી તેને સળગાવી દેવા, આથી થએલ ભસ્મ કલઇની સફેદ ગાગડીઓ બધાઇ રહેશે. જ્યારે દેવતા પોતાની મજે ઠરી જાય ત્યારે ગાગડીઓ પડએના

છાણાં ખસેડી ઉપલું છાણું હળવેથી ઉતારી લેવું જેથી ભસ્મ થએલ કલઇની જામીગએલ સફેદ ગાગડી ભુકો થઇ પારેવાની ચરક સાથે મળી ન જાય જે સફેદ ગાગડી જામી રહી હોય તે બધી ઉપાડી લેવી આમ કરવાથી ઘણી ખરી કરચો ભસ્મ થઇ જાય છે તોપણ કેટલીક કરચો કાચી રહી જાય છે ને તેની કઠણ ગાગડીઓ વળી જાય છે તેને ફરીને બીજી વખતે તેજ પ્રમાણે પકવવી પારેવાની ચરકને બદલે ભાગ અગર અજમાની ભૂકી સાથે મુકીને સળગાવવાથી પણ સફેદ કલઇ ભસ્મ થાય છે આ સિવાય **બંગ ભસ્મ** કરવાનો બીજો રસ્તો એ છે કે શુદ્ધ કલઇને લોઢાના ઠામમા ઉકાળવી અને જ્યારે તે ગળે ત્યારે તેમા ચોથો ભાગ જવખાર તથા આમલીના ફોતરાનો ભુકો નાખવો અને લોઢાની ઝારીથી હલાવવું થોડીવાર હલાવવાથી તે કલઇનો બારીક ભુકો થઇ જાય છે તેને ઠંડા પાણીથી ધોઇ લેવો ને જરા ધીમા તાપથી શેકવો આથી શુદ્ધ બંગભસ્મ તૈયાર થાય છે શુદ્ધ બંગભસ્મ ધોળા ભુખરા રંગની હોય છે

**બનાવટ**—૧ બંગભસ્મ, ૨ બંગેશ્વર રસ ૩ બૃહત બંગેશ્વર ૪ સુવર્ણ બંગ

**૧ બંગભસ્મ**–બનાવવાની બે રીતો ઉપર બતાવી છે

**૨ બંગેશ્વરરસ**–રસસિંદુર અને બંગભસ્મને સમભાગ મેળવવાથી બંગેશ્વર રસ તૈયાર થશે

**૩ બૃહત બંગેશ્વર**=બંગભસ્મ, શુદ્ધ પારો, રૌપ્ય ભસ્મ, અભ્રક ભસ્મ શુદ્ધ ગંધક એ દરેક બબે તોલા અને સુવર્ણભસ્મ તથા મૌક્તિક (મોતીની)ભસ્મ એ બન્ને અરધો અરધો તોલો–એ સર્વને એકઠાં મેળવી તેને ભાંગરાના રસની ભાવના દેવી અને બબે ચણોઠી ભારની ગોળી કરવી

**૪ સુવર્ણ બંગ**–શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અને બંગભસ્મ એ ત્રણેને સમભાગ લઇ તે ત્રણેની બરોબર નવસાર લઇ તે

રસા સાથે ઘુટવા ને પછી તે ભુકાને કાચની શીશીના નાખી વાલુકાયત્રની- અદર પકાવવો. આથી જે ચીજ શીશીના ગળામા જામી રહે તેનુ નામ સુવર્ણબગ સુવર્ણબગનો રગ સોના જેવો ઝગઝગતો હોય છે

ગુણ -શોધક, પૌષ્ટિક અને મુત્રલ, શુદ્ધ બગભસ્મ દીપન, પાચન, રુચિકર, બુધ્ધિપ્રદ, શીતળ, કાન્તિકારક, ધાતુને સ્થિર કરનાર અને ક્ષયનો નાશ કરનાર છે

**ઉપયોગ**—બગભસ્મ મુત્રમાર્ગના રોગ ઉપર અતિ ઉપયોગી છે જીર્ણમુત્રના રોગ ઉપર તે બહુ વપરાય છે મુત્રપીંડના જીર્ણ વરમમા તેમજ મધુ પ્રમેહમા તથા સર્વ જાતના જીર્ણપ્રમેહ ઉપર બગ અપાય છે બગના સેવનથી મુત્રરોગથી થતો શોફ દૂર થાય છે તથા તેથી થતી કમકીવતી અટકે છે બૃહત્ બગેશ્વર રસ પાકેલા ઉબરાના ફળના રસ સાથે મધુપ્રમેહમા આપાય છે તેમજ બગની બધી બનાવટો આ ધારણ રીતે મુત્રરોગમા કામની છે બહુ મુત્રતામા અગર મુતની અદર સફેદ પદાર્થ પડે છે અને તળે જામી રહે છે ત્યારે બગ આપવી ઘણી ઉપયોગી છે સોમરોગની ઉપર બગભસ્મ એક ઉત્તમ દવા છે જીર્ણ મુત્રવ્યાધિની અદર બગની ગમે તે બનાવટ આમળાના રસ સાથે આપવી યોગ્ય છે

જીર્ણ ઉધરસ, ક્ષય, ઉરક્ષત તથા કાચી ઉધરસમા બગ ફાયદો કરે છે. જ્યારે દરદીને હાફ ચઢે છે તથા દરદીથી જરાપણ મહેનત થતી નથી ત્યારે તેનો ઉપચાર પ્રશસ્ત છે જીર્ણ સધિવા, કળતર, પાડુ તથા કમકીવતી ઉપર બગ અપાય છે. જીર્ણ વાત વ્યાધિમા બગનુ સેવન કરવુ શ્રેષ્ઠ છે બગ મગજને પુષ્ટિ આપનાર છે અને તેથી આખને તથા મગજને ઠડક થાય છે દમમા પણ તે પીપર તથા મધ સાથે અપાય છે મુત્ર વ્યાધિમા તે મુત્રલ દવા સાથે અપાય છે શરીર બળવાન થવા બગભસ્મ તુળસીના રસમા અપાય છે આમને

માટે જાયફળ, લવગ અને મધમા અપાય છે પેટમા પીડ આવતી હોય તો હરડે સાથે અપાય છે, ધાતુ વિકૃતિ માટે જાયફળ, જાવત્રી અને લવગમા અપાય છે, ને અગ્નિમાંદ્યને માટે લીંડી પીપરમા અપાય છે

**માત્રા**—શુદ્ધ બગભસ્મ બગેશ્વર તથા બૃહત બગેશ્વર ॥ થી ૧ વાલ, સુવર્ણ બગ ૧ થી ૨ વાલ

* વાલુકાયત્ર—પહોળા મોઢાનુ માટીનુ વાસણુ લઇ તેની તળી-એથી ડગળી કાઢી તે કાણુા આડુ પાછુ એક મોટુ ઠીકરુ મુકી દેવુ ને અદર રેતી ભરી તેની મધ્યમા અગન શીશી મુકી અગન શીશી ના મોઢા આગળ પણ ઠીકરુ મુકીને ઉપર કપડ માટી કરવી જેથી ધુમાડો બહાર જઇ શકે નહિ ને તે ઠામને તાપ આપવો સ્વાગ શીત થાય ત્યારે તે શીશી ફોડી ગળે ચોટેલો પદાર્થ કાઢી લેવો

૧ રસ ગ્રથમા લખ્યુ છે કે અશુદ્ધ કલઇ અથવા સીસાથી કફવાત, કુષ્ટ, ગુલ્મ (ગોળો) કોઢ શૂળ, વાત પાડુ પ્રમેહ તથા ભગદર એ રોગો ઉત્પન્ન થાય છે તેમજ તે વિષ તુલ્ય છે રક્ત વિકારના સર્વ રોગ, ક્ષય, મત્રકૃચ્છ્ર, તાવ, પથરી, અડવૃદ્ધિ ઇત્યાદિ રોગ ઉત્પન્ન કરે છે તેમજ મદાગ્નિ, પાડુરોગ અને નિર્બળપણુ લાવે છે એના દોષની શાંતિ માટે નાગકેશર સાકર સાથે ત્રણ દિવસ ખાવી



# કાચલવણ. (બગડીખાર)

કાચલવણુ કાચની ભઠ્ઠીમા ઉત્પન્ન થાય છે એનો રગ ધોળા હાય છે

**ગુણ**—પિત્તકારક, કિંચિત ખારૂ, હલકુ, અગ્નિદીપક, ઉષ્ણુ, ચક્ષુષ્ય, તથા દાહકારક છે, તથા ગુલ્મ, કફ, વાયુ તથા પિત્તનો નાશક છે.

**ઉપયોગ**—અજીર્ણ ઉપર કાચલવણનુ ચૂર્ણ માસા દોઢમાસા ગરમ પાણીમા આપવુ

# કાડીખાર.

વર્ણન-કાડીખારને અંગ્રેજીમા "નાઈટ્રેટ ઓફ સીલ્વર" કહે છે એ રૂપામાથી બને છે કાડીખારની પેન્સીલ જેવી ગોળી લાકડી હોય છે કાડીખાર ગરમપાણીમા પીગળે છે ચામડીને લાગવાથી કાળા ડાઘ પડે છે અને ફોલ્લા ઉઠે છે

ઉપયોગ—આંખોમા દાહ થાય અથવા આખો દુખવા આવે તે ઉપર અને આંખોમા ખટકા મારતા હોય તેના ઉપર કાડીખારને ગરમ પાણીમા પીગળાવી તેનુ ટીપુ પીછી વતી આખમા નાખવુ ગરમીના ચાંદા થતાજ તે ઉપર કાડીખાર ચોપડવો એટલે ચાંદા પ્રસરતા નથી અને તે ઉપરનુ વિષ બળી જાય છે શરીરમના મોસે, અવાળુ અને મસ ઉપર કાડીખાર ચોપડવો



# કાંતી લોઢું (કાંત લોહ)

વર્ણન:-કાતી લોઢુ એ લોહચુંબકમાથી થાય છે એના ભ્રામર અને ચુંબક એવા પ્રકાર છે કાતી લોઢુ મળવુ કઠણ છે એ સર્વ લોઢામા શ્રેષ્ઠ છે

કાતી લોઢાના વાસણમા પાણી ભરી તેમા તેલનુ ટપકુ નાખવાથી પ્રસરતુ નથી અને પાણીને હીંગનો વાસ આવે છે અને લીંબુનો રસ કાતી લોઢાના વાસણમા નાખવાથી કડવો થાય છે કાતી લોઢાના વાસણમા દુધ તપાવવાથી ઉભરા આવી બહાર નીકળી જતુ નથી, ઉંચુ વધે છે. કાતી લોઢાનું મારણ પોલાદના મારણ પ્રમાણે કરવુ એની ભસ્મ પોલાદની ભસ્મ કરતા સો ગણી વધારે ગુણવાળી છે.

---

# કોડી

**વર્ણન**:–કોડી અરબી સમુદ્રમા, લક્ષદ્વીપ અને માલદ્વીપ બેટો પાસે જડે છે ધોળી, રાતી અને પીળી એવી ત્રણ જાતની કોડી થાય છે પીળી કોડી તીક્ષ્ણ તથા ચક્ષુષ્ય છે, રાતી કોડી ઠંડી અને ગુમડાને હિતકારક છે અને જેના ઉપર ધોળા બિન્દુ અને રેષા હોય છે તે બાલગ્રહ નાશક અને નાના પ્રકારના કૌતકોને ઉપયોગી છે એમ કહે છે જે રંગે પીળી, પીઠ ઉપર ગાઠવાળી હોય તે રસયોગને ઠેકાણે આપવી તે જો વજને દોઢ તોલો હોય તો તે ઉત્તમ તોલાભાર હોય તો મધ્યમ અને પોણો તોલો હોય તો કનિષ્ટ જાણવી કોઇ એમ માને છે કે પીળી કોડી જેની પીઠ પર ગાઠ હોય, જે લાબી હોય અને જે વજનમા છ માસા હોય તે ઉત્તમ, ચાર માસા વજનમા હોય તો તે મધ્યમ અને જે ત્રણ માસા હોય તે કનિષ્ટ છે

**ગુણ**:–કોડી તિખટ, ઉષ્ણ, રુચ્ય, અગ્નિદીપક, કડુ તથા શીત છે અને કર્ણશૂળ, વ્રણ, નેત્રરોગ, સંગ્રહણી, ગુલ્મ, શૂળ, પરિણામ શૂળ, ક્ષય, વાયુ તથા કફનો નાશ કરે છે

**શોધન તથા મારણ**:–કોડી કાંજીમા પચન કરવાથી શુદ્ધ થાય છે અથવા એક રાત્રિ છાશમા અથવા લીંબુના રસમા પલાળી રાખે એટલે શુદ્ધ થાય છે (૧) કોડી કોલસાના દેવતામા સારી રીતે ફુટે ત્યા સુધી તપાવી ઠંડી થાય એટલે બારીક ખરલ કરી ઔષધ તરીકે વાપરવી (૨) કોડીને ખાંડી વસ્ત્રગાળ ભુકો કરવી અને તેને એક કાચ અથવા માટીના વાસણમા ભરી સર્વ ભુકો પલાળી એક આગળી ઉપર રહે એટલો લીંબુનો રસ રેડવો અને તડકામા સુકવવુ. એ પ્રમાણે દર-રોજ લીંબુનો રસ નાખી સાત પુટ આપવા આઠમે દિવસે તેને બે પહોર સુધી ખરલ કરી સુકવી રાખવુ અને ઉપયોગમા લેવુ. (૩) કોડીને દેવતામા નાખી તે લાલ થાય ત્યાર બાદ તેને લીબુ અથવા કુવારના રસમા પલાળવી સુકાય એટલે ખરલ કરી નાખવી

**ઉપયોગ**–કાન વહેતો હોય એટલે કે તેમાંથી પરૂ નીકળતુ હોય તો કોડીની ભસ્મને લીંબુના રસમા અથવા હુક્કાના પાણીમા કાનમા પાડવી અથવા એકલી કોડીની ભસ્મ કાનમા નાખી ઉપર લીંબુનો રસ રેડવો, અપસ્માર ઉપર કાનાની ચીરી ઉપર કોડીની ભસ્મ નાખી તેની પોટલી કરવી અને તે વારવાર સુઘવી ક્ષય ઉપર કોડીની ભસ્મ બે ગુંજભાર, સાકર તોલો ૧, મધ તોલો ૧ અને માખણ તોલા ૧ મા આપવી

**ધાતુ વિકાર** ઉપર કોડીની ભસ્મ ઘી અને સાકર સાથે આપવી શૂળ ઉપર કોડીની ભસ્મ ઉના પાણીમા અથવા મધમા આપવી શ્વાસ અને જ્વર ઉપર કોડીની ભસ્મ ઘી અને સાકરમા આપવી પ્રમેહ અને પ્રદર ઉપર કોડીની ભસ્મ ઘી અગર ગાયના દૂધ અને સાકરમા આપવી, દાદર, કંડુ, ખસ અને ચટ્ટા ઉપર તજનુ તેલ નવટાક, કોડી ભસ્મ ૧ તોલો અને ગેરૂ ના તોલો એકત્ર ખરલ કરી લેપ કરવો

---

# ખડી (CHALK)

**વર્ણન**–ખડી સફેદ અને મલિન એ ભેદ વડે બે જાતની થાય છે, તેમા મલિન ખડી કઠણ હોય છે અને ગોર ખડી નરમ, ઘણી ધોળી અને સારી હોય છે

**ગુણ**–દાહ, રક્તવિકાર, શોથ, વિષ, કફ અને નેત્રવિકારનો નાશ કરે છે ખડી ઠડી અને મધુર છે, લેખન ક્રિયામા પણ વપરાય છે, પાષાણ ખડી–વ્રણ, પિત્ત અને રકત વિકારની નાશક હોઇ શીત અને લેપાદિકામા ગુણકારક તથા ભક્ષણ કરવાથી માટી જેવી લાગે છે

# ખાપરીઓ અથવા ખાપરીયું.

## SULPHATE OF ZINC.

**વર્ણન**–ખાપરીઓ જસતમાંથી થાય છે તે બે જાતનો થાય છે. તેના એક જાતના કકડા કાળા રંગના ઠીક્રા જેવા હોય છે ને બીજી જાતના ભુખરા રંગના આવે છે ભુખરા રંગના કકડા વળદાર નજના ભુગળા જેવા હોય છે પણ તે જાડાને મોટા થાય છે

**શોધન**–ખાપરીઆને સાત દિવસ ગૌમૂત્રમા દોલાયંત્ર કરીને રાખવાથી અગર લીમડાના રસમા બુટવાથી તેમજ ગૌમૂત્રની અદર એક પ્રહર પર્યન્ત ઉકાળવાથી તે શુદ્ધ થાય છે ગૌમૂત્રના સ્થાને મનુષ્ય મત્ર અથવા ઘોડાનુ મૂત્રપણ ઉપયોગમા લાવી શકાય ગમે તેવી રીતે શુંધ થએલો ખર્પર ઔષધ તરીકે વપરાય છે

**બનાવટ**–૧. રસકેશ્વર, ૨. ખર્પર અજન, ૩ વસત માલિની

**૧ રસકેશ્વર**–શુદ્ધ કરેલો ખાપરીઓ, સિધાલુણ, ફુલાવેલ મોર-થુથુ, ફુલાવેલ ટકણખાર, સુઠ, મરી અને પીપર એ બધી ચીજોને સમ ભાગે લઇ તેનુ બારીક ચૂર્ણ કરી લીંબુના રસમા ઘુટી ગોળી કરી છાયામા સુકવવી

**૨ ખર્પર અજન**–શુદ્ધ ખાપરીઆને પાણી સાથે ખરલમા ખુબ વાટવો, જેથી કેટલોક ખાપરીઓ સાથે મળી જશે અને કેટલોક ભુગાવાળો ભાગ નીચે બેસી જશે, પછી આ પાણી નીતારી લેવુ અને તળે રહેલ કુચો ફેકી દેવો પછી તે પાણીને એક ઠામની અદર ઉકાળવુ અને ઉકાળતા જે તળે રહે તેને ત્રિફળાના ક્વાથની ત્રણ વખત ભાવના આપવી જ્યારે સુકાય ત્યારે તેની અદર દસમો ભાગ કપૂર નાખવુ અને તેને બરાબર મેળવી બારીક લટવુ

**૩ વસત માલિની**–એક ભાગ ધોળા મરી ને બે ભાગ શુદ્ધ ખાપરીઓ લઇ તેને ગાયના માખણમા કાલવી ખલ કરવો પાછળથી લીંબુનો રસ નાખતા જવુ ને ખલ કરતા જવુ. જ્યા સુધી બધી

ચીકાશ મટી જાય ત્યા સુધી ખરલમા બરાબર ઘુટતા રહેવુ ને સુકાયા પછી વાલ વાલની ગોળી કરવી.

ગુણ-પૌષ્ટિક, રોપણ, અને નેત્ર્ય કફ, પિત્ત, નેત્રરોગ અને ક્ષયનો નાશ કરે છે, લોઢુ તથા પારાને રગે છે

ઉપયોગ-ખાપરીઓ પૌષ્ટિક તરીકે ઘણા જુના વખતથી પ્રસિદ્ધ છે વસત માલિની રસ અને સુવર્ણ માલિની વસત જેની બનાવટ 'સુવર્ણ' પ્રકરણમા આપવામા આવશે અને જે જીર્ણ જ્વર માટે ઘણી પ્રસિદ્ધ છે તે બન્ને બનાવટમા ખાપરીઓ આવે છે દરેક જાતના જીર્ણ જ્વરની અદર, પ્રદર અને જીર્ણ પ્રમેહની અદર તે ઘણો ઉપયોગી છે. ખપર અગર વસત માલિની લીંડી પીપરના ચુર્ણમા તથા મધમા મેળવી ખાવાથી તથા ઉપર દુધભાતનુ પથ્ય પળાવાથી દરેક જાતના જીર્ણજ્વર, વિષમ જ્વર, ધાતુગતજ્વર, લોહીવાળો પાણી જેવા પાતળો ઝાડો, પ્રદર, ગુમ્ભૃશ તથા કમ્ઝોરી વિગેરે દરેક દરદોમા ઘણો સારો ફાયદો થાય છે ક્ષયી ૫-૧૫ દિવસ યોગ્ય રીતે ખર્પરનુ સેવન કરે તો તેને રાત્રે વળતો બેહદ પરસેવો બધ થાય છે તેમજ ઝાડો બરોબર બધાય છે ને તેથી શરીરમા તૈવત આવે છે, વાત-વ્યાધિ જેવા કે અપસ્માર, હીસ્ટીરીઆ અને જે જે વાત વ્યાધિની અદર અમુક મુદ્દતે ખેચતાણ ઉપડી આવે છે તેવા દરદની અદર ખર્પરથી ફાયદો થાય છે તે મગજને બેહદ પુષ્ટિ આપનાર છે મધુપ્રમેહ, ટાઢીયુ ઉપદશ તથા દમની અદર તે લેવુ સારૂ છે.

ખર્પરનો ભુકો ગુમડા, ઘારા તથા બળી ગએલ ભાગ ઉપર લગાડવાથી તેમજ ભાઠા ઉપર તેનો ભુકો ભભરાવવાથી ઘારા રૂઝપર આવે છે ત્વક્દોષની અદર તે લગાડેલા ઠડો છે તથા તે અદરથી દાહને શાત કરે છે ખરજવા તથા કચકચવા ધરા ઉપર તે છાટવાથી રસીનો ભાગ સુક મારી જાય છે અને તેનો ભુકો ચદીના ઘાવ ઉપર દબાય છે.

આખના દરદની અંદરે ખાપરીઓ એક ઉત્તમ દવા તરીકે પ્રસિંધ છે રસકેશ્વર અને ખર્પર અંજન એ બે તેની સુપ્રસિંધ બનાવટો છે પિત્તના પ્રકોપથી આખો બળતી હોય અગર આખો ભારે રહેતી હોય ત્યારે તેમજ કમકોવતી દ્રષ્ટિવાળાને ખાપરીઆનુ અંજન ઉત્તમ છે જે જે રાતા સુરમાઓ આવે છે તે દરેકની અંદર સાધારણ રીતે ખર્પરનો ભાગ હોય છે ઝામરની અંદર આખ આડા થતા પડદા તેમજ આખ આડો થતો ધુમાડો વિગેરે રસકશ્વર તથા ખર્પર અંજનના ઉપયોગથી દૂર થાય છે તેથી તાજુ ફુલુ ઘસાઇ જાય છે તથા ઝામરની અંદર થતી બળતરા બંધ તથા શાન્ત થાય છે સાજા માણસોને પણ ખર્પર આજવાથી આખે ઠંડક રહે છે તથા તેમની ટુંકી દ્રષ્ટિ થતી નથી એટલુજ નહિ પણ ઉલટી દ્રષ્ટિ મજબુત થાય છે આખની અંદર ઉગેલા તાપોડીઆને તે બેસાડી દે છે તથા તે ઉપર થતી માસવૃદ્ધિને તે દબાવે છે કેટલીક જાતના રતાંધળાપણાની અંદર તથા ઝાંખ અને થોડુ દેખાવાની અંદર ખાપરીઆનુ અંજન સારૂ છે જેમ ખર્પર ખાવાથી મગજને પુષ્ટિ મળે છે તેમ આખમા આજવાથી આખને પણ પુષ્ટિ મળે છે

માત્રા—શુદ્ધ ખર્પરને વમન માત્રની અંદર વાપ

---

## ગેરૂ ( Ochre or Red Chalk )

વર્ણન—ગેરૂ ત્રણ જાતનો થાય છે સોના ગેરુ, પાષાણ ગેરૂ અને મૃદ્‌ગેરૂ આ દેશની અંદર ખત્રી લોકો રંગવા માટે જે ગેરૂ વાપરે છે તે માટીના ઢેફા જેવો હોય છે તથા બીજો ગેરુ કઠણ પાષાણ જેવા હોય છે તેને પાષાણ ગેરુ કહે છે સોનાગેરૂ સોની લોકો સોનાના દાગીનાને તેજ આપવા માટે વાપરે છે ગેરની અંદર ફટકડી અને લોઢાનો ભાગ રહેલો છે તેમજ સિલિકોન નામની ધાતુ પણ

તેમાથી મળી આવે છે ન બહુધા બહાર લગાડવામા આવે છે તો પણ કેટલાક વૈદ્યો તેનુ શોધન કરે છે.

**શોધન**–ગેરૂને જાબુના રસમા ખરલ કરી એક દિવસ તડકામા સુકવવો એટલે શુદ્ધ થાય છે. ગાયના દૂધમા તેમ જરા ઘી નાખી શેકવાથી પણ ગેર શુદ્ધ થાય છે

**બનાવટ**— ૧ ગેરૂનો લેપ ૨ ગેરૂનો ઉમેરો

૧ **ગેરૂનો લેપ**-ગેર, રસાજન, મજીઠ, જેઠીમધ, વાળો, રતાજળી અને પદ્મકાષ્ટ એ બધાને ભેગા ખાડવા અને તે ચૂર્ણ લેપ તરીકે વાપરવુ.

૨ **ગેરૂનો ઉમેરો**-ફુલાવેલ મોરથુથુ ત્રણ ભાગ અને ગેરૂ ૫ ભાગ તેને બરાબર મેળવવા

ગુણ- શીતલ તથા રોપણ

**ઉપયોગ**–વિચર્ચિકા અગર બીજા ત્વક દોષની અદર જ્યારે તેમાથી બહુજ પાણી ઝરતુ હોય તથા બહુ બળતરા થતી હોય ત્યા તે ચોપડવાથી ટાઢક થાય છે, ગેરૂનો બાનો સુકો લેપ કપાવા તથા રતવાની ઉપર કરવામા આવે છે તેમજ ગેરૂના લેપને ઘીમા કાલવી તત ઉપર લગાડાય છે ચાદીના ઘારામા ગેરૂનો ઉમેરો દાબવા માટે વપરાય છે અને સારા ટાકીનુ ધારૂ તેથી જલદી રૂઝપર આવી જાય છે ભમરી મધમાખ તથા બીજા જતુના ઝેરી ડખ ઉપર ગેરૂ ચોપડવાથી શાન્તિ થાય છે ઉનાળાની અદર જ્યારે છોકરા ઉપાને અળાઈ ફુટી આવે છે ત્યારે તેને આખ શરીરે ગેરૂનો લેપ પાણીમા વાટી ચોપડાય છે તેમજ તેનો શરીરે લેપ કરી રાખ્યો હોય તો ઉની લૂ લાગતી નથી જે ચાદીના ઘારામા સખત બળતરા થાય છે તેવા ઘારાની ઉપર ગેરના ઉમેરા કરતા ગેરૂનો લેપ વધારે માફક આવે છે. બાળક માટી ખાય છે તેને માટે બાળકને માટીની જગ્યા ગેરૂ ખાવા આપવો કે જેથી તેનુ પેટ ઉતરી જઈ બાળક સશક્ત થાય છે



## ગોપીચંદન ( a White Clay )

**વર્ણન**–ગોપીચદનને "સોરઠી માટી" પણ કહે છે ગોપીચદનની ઉત્પત્તિ સૌરાષ્ટ્ર દેશ (કાઠીઆવાડ) મા થાય છે એ એક જાતની માટી છે અને તેનો રગ ધોળો હોય છે.

**ગુણ**–દાહ, હન, રક્તવિકાર, પિત્ત, કફ અને પ્રદરનો નાશ કરે છે બીજા ગુણ ફટકડી જેવા છે

**ઉપયોગ**–હીરાકણીના વિષ ઉપર અને અન્નમા કાચની ભુકી ગઈ હોય તો ગોપીચદન ઘસી પાવુ ગરમીની ચાદીઓ ઉપર ગોપીચદન ઘસી ચોપડવુ બાળકોના માથા ઉપર પરૂ આવે છે તે ઉપર ગોપીચદન ઘસી લેપ કરવો. પ્રદર ઉપર ગોપીચદન ૧ તોલો અને ફટકડી ત્રણ માસા એકત્ર ખરલ કરી કપડ માટી કરી ગજપુટ આપવો. પછી તે એક ચણોઠી (ગુજા) ભાર પ્રમાણમા સાકરમા આપવુ. ખરજવા અને રતવા ઉપર ગોપીચદન ઘસી લગાડવુ મુખરોગ ઉપર ગોપીચદન દૂધમા ઘસી ચોપડવુ

---

## ગંધક. SULPHUR

**વર્ણન**–રસાયનમા ગધક અગત્યનુ સ્થાન છે ગધક ચાર જાતનો થાય છે લાકડીઓ, આમલસાગે, કન્હી નના દાણાગધક આ ચાર જાતમા આમલસારો ગધક સૌથી ચોખ્ખો છે અને તેના પીળા રગના કટકા આવે છે તેનો રગ પાકેલા આબ ગાના રગને મળતો હોવાથી તેને આમલસાગે ગધક નામ આપવામા આવ્યુ છે, તેનો રગ ચકચકીત હોય છે લાકડીઓ ગધક લાકડીના આકારનો હોય છે તેના પાચ પાચ ઈચના લાબા કટકા આવે છે આ બે જાતના ગધક ઔષધમા વપરાય છે આમલસારો ગધક પેટમા ખાવા માટે તેમજ બહાર લગા-

ડવા માટે અપાય છે ને લાકડીઓ ગધક મુખ્યત્વે કરીને બહાર લગાડવાના કામમાજ આવે છે, તો પણ આમલસારા ગંધકના અભાવે જો તે ખાવા માટે આપવામાં આવે તો તેમા કાઇપણ હરકત જેવુ નથી, પરન્તુ બને જાતના ગધકને શુદ્ધ કર્યા પછીજ ઉપયોગમા લેવા એ અત્યત હિતકર છે. કચ્છી અને દાલ ગધક એ ઝાઝા વપરાતા નથી

**શોધન**–લેઢાની કઢાઇની અદરના ભાગમા જરા ઘી ચોપડી ગધકનો બારીક ભુકો કરી તેને કઢાઇની અદર નાખવો નીચે બહુ થોડો અગારાનો તાપ રાખવો, ભડભડ બળતો હોય અગર નીચે લાકડા બળતા હોય એવો તાપ આપવો નહિ, આમ કરવાથી ગધક બળી જશે ને ગધકનો પીળો રગ બદલાઇ રાતો થઇ જશે ગધક શોધવા મુકીએ ત્યારે કઢાઇને જરા તાપની આચ લાગે કે તે ઓગળવા માડે છે, અને બેત્રણ મિનિટમા તો તદ્દન ઓગળી જાય છે, ગધક ચુલા ઉપર ફક્ત રસ થાય ત્યા સુધીજ રાખવો, રસને આકરો કરવાની જરૂર નથી જો જરા વધારે રાખવામા આવશે તો રાતો રગડો થઇ તળે ચોટવા માડશે રસ થયો કે તેને તરત દુધની અદર નાખી દેવો શેર એક ગધકના રસને અઢીશેર દુધની અદર નાખવા આમ કરવાથી ગધક દુધની અદર શુદ્ધ થઇ જશે અને દુધમા ગધકનો રસ પડ્યો કે તરત ગધક તળે જામી જશે, જામેલા ગધકનો પોપડો ઉખેડી લઇ તેને બારીક નાગ કપડે ચાળી લેવુ તેનો રગ શુદ્ધ પીળો થાય છે તથા કાચા આમલસારા ગધકની પેઠે તેમા ચળકાટ રહેતો નથી. ઔષધમા આ શુદ્ધ ગધક વપરાય છે, તેની ભસ્મ કરવાની કાઇ જરૂર નથી.

આ સિવાય ગધક શુદ્ધ કરવાની બીજી રીત એવી છે કે ગધકને વાટી કપડે ચાળી લોઢાની કઢાઇમા સમભાગ ઘી નાખી નીચે જરા તાપ કરવો અને જ્યારે ઘી અને ગધકનો રસ થઇ જાય ત્યારે તેને દુધમા નાખી દેવો ઘી દૂધ ઉપર તરી રહેશે અને ગધક શુદ્ધ થઇ

દુધ તળે જામી જાય છે. આ પ્રકારે શુદ્ધ કરવામા પણ તાપ તો ગ..
ધીમોજ રાખવો નહિ તો ગધક લાલ થઈ જવાની ધાસ્તી રહે છે

તે સિવાય ગધકને શોધવાની ત્રીજી રીત એવી છે કે એક દોણુ લઈ તેને સાફ કરી તેની અદર દુધ ભરવુ ને દોણાનુ મ્હોડુ ખુબ કપડાથી બાધવુ ને તે કપડાથી બાધેલ દોણાના કાઠા ઉપર ઘોળી અગર કોઇ ચીકાસદાર માટીની પાળ કરવી, વચમા કપડા પર ગધકનો ભુકો નાખવો અને તે ઠેઠ પાળ બરાબર ભરવો આ ગધક ઉપર કઢાઈ મૂકી તે કઢાઈની ઉપર દેવતાના અગારા નાખવા તાપ લાગ વાથી નીચેનો ગધક ઓગળશે ને ટપકી નીચે દુધમા પડશે ને તેથી ગધકના ભપકાદાર ફુલ પડે છે આવી રીતે શોધન કરવામા મોટો લાભ એ છે કે આકરો તાપ લાગવાની બિલકુલ ધાસ્તી રહેતી નથી કારણુ કે દેવતા વધારે હોય તોપણુ તાપ લાગે ને તે ઓગળે કે તરતજ તેનો રસ કપડામાથી ગળાઈ દુધમા પડે છે જેથી રસ થએલા ગધકને તાપની અસર પાછળથી લાગતી નથી આવી રીતે કરવાથી સર્વોત્તમ ગધક થાય છે

**બનાવટ:—**૧ શુદ્ધ ગધક ૨ લઘુ ક્રવ્યાદ રસ ૩ ગધકાદિ લેપ ૪ ગધકવટી ૫ સિહનાદ ગુગળ ૬ ગધ તૈલ ૭ ગધક રસાયન ૮. ગધકાદિ તૈલ.

**૧ શુદ્ધ ગધક**=ઉપર જણાવી ગયા તે પ્રમાણે ત્રણ રીતે શુદ્ધ ગધક બને છે તેમાએ ત્રીજી રીત સર્વોત્તમ છે

**૨ લઘુ ક્રવ્યાદરસ**=શુદ્ધ ગધક બે ભાગ. શુદ્ધ પારો એક ભાગ, લોહભસ્મ અરધો ભાગ, સચળ એક ભાગ, ટકણખાર એક ભાગ, મરી એક ભાગ, પીપર બે ભાગ, પીપળીમુળ બે ભાગ, ચીતક બે સુઠ બે ભાગ, લવગ બે ભાગ એ સર્વ પદાર્થ એકઠા કરી તેને લીંબુના રસની સાત ભાવના દેવી

**૩ ગંધકાદિ લેપ** ગંધક ૧૨ તોલા, મનશીલ ૧૨ તોલા, પારો ૧૨ તોલા અને ચણુ કમાગ, મોરથુથુ, કડ છેરૂ તથા મરી એ દરેક તોલો તોલો અને ઘી તોલા ૨૦ આમા ગંધકને મનશીલ એ બેને ભેગા ખાંડી તેમા પારો બરાબર મેળવી દેવો પાછળથી તેમા બીજી ચીજોનુ ચૂર્ણ નાખવુ અને તે બધા બરાબર મેળવી તેમા ૨૦ તોલા ઘી પાછળથી મેળવવુ આ બનાવટમા પારો મેળવવાને સભાળ રાખવાની છે

**૪ ગંધકવટી**–શુદ્ધ ગંધક ત્રણ ભાગ અને સિંધવ, લસણુ, સુંઠ, મરી, પીપર, શેકેલી હિંગ અને છેરૂ એ બધાને એકેક ભાગ લઇ મેળવી તેની ગોળી વાળવી

**૫ સિંહનાદ ગુગળ**–શુદ્ધ ગંધક આઠ તોલા, ત્રિફળાનો કાઢો ૭૨ તોલા, એરંડીનુ તેલ ૨ તોલા એ બધાને લોઢાની કઢાઇમા નાખી ઘટ થાય ત્યા સુધી ઉકાળવુ

**૬ ગંધ તૈલ** ગંધ તૈલ એ ખરૂ જોતા ગંધકનુ ઘી છે શુદ્ધ ગંધકને દુધની અંદર ઉકાળી તે દુધને જમાવી તેનુ દહી કરવુ ત્યાર બાદ તેને વલોવી અંદરથી માખણ તાવવાથી જે ઘી તૈયાર થાય છે તેનુ નામ ગંધ તૈલ

**૭ ગંધક રસાયન**–શુદ્ધ ગંધક બે ભાગ, શુદ્ધ પારો એક ભાગ, આને બરાબર મેળવી તેમા કુવારનો રસ નાખી બરાબર લઢી તેની જુબ્બી કરવી પછી તેને જરા શેકવી ને જ્યારે ઠરે ત્યારે તેમા મધ અને ઘી બન્નેં બબ્બે ભાગ નાખવા

**૮ ગંધકાદિ તૈલ** ધતુરાના ડોડવા ચીરી તેની અંદર ગંધક, મોરથુથુ ને મનશીલ ભરી તેના ઉપર કપડછાણુ કરી તેને અગ્નિમા પકવવા અને જ્યારે તે પાકી રહે ત્યારે ઉપરથી છાણુ વગેરે ઉખેડી નાખી તે ડોડવાને એમને એમ ધુપેલ તેલમા વાટી નાખવા

ગુણ–શોધક, સારક અને કૃમિઘ્ન

**ઉપયોગઃ**–ગંધક પેટમા આવાથી પિત્તનો પ્રકોપ શાંત થાય છે અને તેથી ઝાડો સાફ કરે છે વખતે એક બે દસ્ત પણ થાય છે અર્શની અંદર ગંધક ઘણો ઉપયોગી છે અર્શવાળા દરદીને હમેશા યકૃતનો રક્ત દોષ હોય છે જે ગંધક સાફ કરે છે જ્યારે અર્શની શરૂઆત થઇ હોય અને ગુદાના મુખ આગળ લોહીનો જમાવ થયો હોય અને ત્યા મોઝો ચઢેલો દેખાતો હોય ત્યારથી જો ગંધક શરૂ કર્યો હોય તો સારો ફાયદો થાય છે તેથી તે ભાગના દાહનુ ગમન થાય છે અને ઝાડો પાતળો ને સાફ આવવાથી જે છોલાવુ જોઇએ તે છોલાતુ નથી અને દોષની અંદર શુદ્ધ ગંધક થોડા ઘણા દિવસ સુધી દુધની અંદર લેવા જોઇએ તેમજ ગંધક રસાયન પણ તેરીજ રીતે વપરાય છે સાધારણ રીતે ઝાડો કબજ રહેતો હોય તો તે તેથી સાફ આવે છે આ સિવાય ગંધક પેટના અજીર્ણ રોગ ઉપર વપરાય છે લવુક ભાદરસ અજીર્ણમા બહુ કામનો છે તે ભોજન સમયે છાશની સાથે આ ચૂર્ણ લેવાથી અજીર્ણ, ગોટો, પેટનુ ફુલવુ મોળ વિગેરે મટે છે તથા જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે

જીર્ણ અજીર્ણના વ્યાધિમા ગંધક ઉપયોગી છે ... અને ... પણ તે અપાય છે, અજીર્ણથી થતા રોગ ઉપર ગંધકવટી સારુ કામ કરે છે તેમજ કોલેરામા પણ તે સારુ કામ કરે છે ગંધકવટી આપવાથી કોલેરાનો ઝાડો અને ઉલટી બંધ થાય છે, તેમજ ફાળતર ને ગોટલી પોચા પડે છે ગંધક કોલેરાના દરદમા કેવી રીતે ફાયદો કરે છે તે હજી નક્કી થયુ નથી તો પણ ગંધક સેવવાળો દરદી જલદી નિસ્તેજ થઇ જતો નથી ગંધક, રાઇ, લસણ, અજમાના ફુલ, એ બધાને કાદાના રસમા વાટી દરદીને પાઇ દેવાથી દરદીના શરીરમા ઘણુ સારુ ચૈતન્ય આવે છે ઠંડુ પડતુ શરીર આથી ઉષ્ણ થાય છે. વાતવ્યાધિમા ગંધક અપાય છે, આમવાયુ, કટિશુળ, ગૃધ્રસી તેમજ બીજી

જાતના વાયુજન્ય રોગો ઉપર સિંહનાદ ગુગળ ઘણું સારૂં કામ કરે છે, જ્યારે સાંધાઓ ઝલાઇ ગયા હોય છે અને શ્લેષ્મ રસનો જમાવ તે ઠેકાણે થવાથી તેમની ગતિ કેટલેક દરજ્જે બંધ પડી ગઇ હોય છે ત્યારે ગંધક ઉપયોગી છે. વાતવ્યાધિનું તીક્ષ્ણરૂપ શાંત થયા પછી તેના જીર્ણરૂપમાં ન અપાય છે

ગંધક ત્વક (ચામડી)ના દોષમાં સૌથી મોટો ઉપાય છે અને તે ખાવાને માટે તથા ચોપડવાને માટે અપાય છે ખસ, ખરજવું, વિચર્ચિકા, દદ્રુ તથા કુષ્ઠમાં તેનો લેપ ફાયદાકારક છે આવા ત્વગ્દોષની અંદર સાધારણ રીતે બારીક કીટની ઉત્પત્તિ થએલી હોય છે જેનો ગંધક નાશ કરે છે તેમજ તેવા પ્રાણીની ગતિથી થતી ચળને તે દબાવે છે ખસ ઉપર ગંધકનો મલમ અત્યંત સરસ છે ત્વગ્દોષના લેપની અંદર ગંધકની સાથે કેટલીક વખત પારો પણ મેળવવામાં આવે છે ગંધકાદિ તેલ અને ગંધકાદિ લેપ બહાર લગાડવા માટે બહુ વપરાય છે અને તેથી [illegible], ફોલ્લાઓ વિગેરે બેસે છે ગંધક અને પારાની કજ્જલી ત્વગ્દોષ ઉપર ભુરકવામાં આવે છે કોલેરાની ઝેરી હવા દૂર કરવા માટે જે ઘરમાં કોલેરાનો દરદી ગુજરી ગયો હોય તે ઘરમાં ગંધક બાળવામાં આવે છે. ખસ ઉપર લોકો અનેક રીતે ગંધક ચોપડે છે [illegible] ગંધકને [illegible] ખાવાના કામમાં આવે છે

માત્રા—શુ. ગંધક ૨ થી ૪ વાલ (શોધક તરીકે) (સારક તરીકે પાવલીભાર), લઘુ ક્રવ્યાદરસ ૧ થી ૨ વાલ, ગંધકવટી ૨ થી ૪ વાલ, સિંહનાદ ગુગળ પાવલીભાર, ગંધતૈલ ફક્ત ૦॥ રતીભાર પાન ઉપર આપવું. ગંધક રસાયન ૧ વાલ

પથ્ય—ગંધક ખાનારે ખાટું, ખારું, તીખું, ક્રોધ, સ્ત્રીગમન વિગેરેનો ત્યાગ કરવો



# ચુનો LIME

**વર્ણન**--ચુનો બે જાતનો છે ખડીચુનો અને છીપનો ચુનો તેને ભઠ્ઠીમા પકવે એટલે તેનો ચુનો થાય છે

**ઉપયોગ**--૧ ગર્ભિણી સ્ત્રીને અતિસાર થયો હોય તો તેને ચુનાનુ નિતર્યું પાણી નાના ચમચાભાર દૂધમા આપવુ

૨ વ્રણ તથા બદ બેસાડવા માટે કળી ચુનો, ગોળ અને ધુવાસનો લેપ કરી તેના ઉપર રૂ ચોટાડવુ

૩ આખો દુખતી હોય તો ઉપર બતાવેલ લેપ કરવો

૪ અજીર્ણ ઉપર ચુનાની વાલ જેટલી ગોળી ખાવા આપવી

૫ કમળા ઉપર કળીનો ભીંજવેલો ચુનો ચણા જેટલા ચાર તોલા દહીંમા કાલવી સાત દિવસ આપવા પથ્ય દહીં ભાતજ લેવા

૬ અડવૃદ્ધિનો રોગ લાગુ હોય તેણે ધ્યાનપૂર્વક નીચે જણાવેલ ઉપચાર ખાસ કરી અજમાવવો કળીનો ભીંજવેલો ચુનો ૧ તોલો લઇ તેમા બે તોલા જેટલી ઉચી તપખીર કાલવવી ઘટ્ટ થાય તો થોડુ ચુનાનુ પાણી નાખી મિશ્રણ જેવુ તૈયાર કરવુ અને વધેલા અડ ઉપર તેનો લેપ કરી સહેવાય તેટલો અગ્નિનો ના કરવો

૭ અગ્નિથી દઝાયલા ભાગ ઉપર--તલના તેલમા કળી ચુનાનુ ઉપરનુ નિતર્યું પાણી છ ભાગ મિશ્ર કરી સુમારે ૧ ઘડી સુધી હલાવતા રહેવુ એટલે જાડો મલમ થશે, એ મલમને મોરના પીછા વડે તદ્દન હલકા હાથથી વ્રણ પર બે ત્રણ વખત ચોપડવુ, જેથી દાહ શમન થઇ રૂઝ આવવા માડે છે



# છીપ. SHELL

**વર્ણન**—છીપની ઉત્પત્તિ સમુદ્રમા અને નદીમા થાય છે છીપો ને પકવી તેને ચુનો કરે છે, જે છીપની પાછળની બાજુએ રેખા હોય છે તેને છીપલી કહે છે એ છીપની પણ સમુદ્રમા થાય છે

**ગુણ**—તીખી, સ્નિગ્ધ, દીપના પાચક, રૂચિકર તથા બલપ્રદ છે ઉપરત આખોને ગુણ કરનારી તથા ગુલ્મ, વિષદોષ અને શાળનો નાશ કરનારી છે

**શોધન તથા મારણ**—શખ પ્રમાણે, જુઓ ' શખ '

**ઉપયોગ**—અજગલ્લિકા એટલે નાના બાળકોના શરીર પર બારીક મગ જેવી ફોલ્લીઓ ઉઠે છે તે ઉપર છાપ અને ફટકડી ઘસી લપ કરવો નિરફોકટ ઉપર છીપો રા તોના ભાર બાળી ચુનો કરી કપાસના રસમા ખરલ કરી લેપ કરવો ઉંદરના ઝેર ઉપર સમુદ્ર છીપ પકવી તેનો ચુનો કરવો અને તે ચુનો ખાવાના પાનમા ચોપડી રોગીએ તે પાન ચાવી તેનો રસ લઇ સર્વે સાધાઓ પર તથા જે ઠેકાણે વિષ ફુટેલુ હોય તે સ્થળે ચોળતા રહેવુ સર્વ ઉદર રોગ ઉપર સમુદ્ર છીપો છાણાના દેવતામા નાખી પકવવી એટલે ચુનો થશે તે ચુનો, સિધવ, અને જવખાર ગાયના દહીંમા આપવા અથવા શકિત પ્રમાણે ચુનો દુધ સાથે આપવો

---

# જવખાર CARBONATE OF POTASH

**વર્ણન**—જવના નવા તાજા પચાગ બાળી તેનાથી આ ક્ષાર ઉત્પન્ન કરે છે એની પાતળી પતરીઓ હોય છે. એનો રગ ધોળો હોય છે.

**ગુણ**—જવખાર સારક, ઉષ્ણ, તીખો અગ્નિદીપક, સૂક્ષ્મ તથા લઘુ છે. વાયુ, કફ, શૂળ વાતરોગ, કઠરોગ, આમશળ, યકૃત્ પ્લીહા

મૂત્ર કૃચ્છ્ર, ગુલ્મ, શ્વાસ, અર્શ, હૃદ્રોગ, આમ, પાંડુ અને સંગ્રહણીનો નાશ કરે છે

**ઉપયોગ**—જવખાર ગાયના ઘીમાં અથવા ઉષ્ણોદકમાં આપવાથી સુવાવડીને મકકલ શૂળ થાય છે તે મટે છે. મુત્રકૃચ્છ્રમાં જવખારને છાશમાં નાખી આપવો. બાળકને ગણુ (તાળવું) પડે છે તેને માટે જવખાર અને મધ આંગળી ઉપર લઇ તેનો લેપ કરવો, ગુલ્મરોગ થયો હોય તો જવખાર ત્રણ માસા અને ગોળ ત્રણ માસાની ગોળી આપવી. દમ અને ઉધરસ ઉપર જવખાર મધમાં આપવો,

કટિશૂળ (કમ્મરનો દુખાવો), હૃદયશૂળ (હૃદયમાં દુખાવો), કુક્ષિ શૂળ (પડખાનો દુખાવો) એ દરદો ઉપર જવખાર, હીંગ અને સિંધવનું ચૂર્ણ કરી એરંડ તેલમાં નાખી આપવું, મૂત્રાવરોધ ઉપર જવખાર દોઢ માસો ચોખાના ઓસામણમાં આપવો

---

# જસત [ખરપર] ZINC

**વર્ણન**-જસતનો રંગ ભુખરો વાદળીઓ હોય છે પણ તે વજનમાં ઘણું ભારે હોય છે. જસતના ભાગ બે જાતના આવે છે, એક જાતનો જાડો આવે છે જે લંબાઇ તથા પહોળાઇમાં ઘણો ટુકડો હોય છે અને બીજી જાતનો લાંબો પાતળો આવે છે જે લંબાઇમાં તથા પહોળાઇમાં વધારે હોય છે પાતળો લાંબો વધારે શુદ્ધ અને ચોખ્ખો હોય છે ને તે કાપવાથી ચકચકીત દેખાય છે. ખાપરીઓ કે જેનું વર્ણન આપણે આગળ વાંચી ગયા અને જે આંખના ઓસડમાં પ્રસિદ્ધ છે તે જસતનો એક ક્ષાર છે અને તે સ્વાભાવિક રીતે ભોંયમાંથી મળી આવે છે કાગાજણુ નામે ઘણું ઓસડ જે આંખને માટે ઘણું ઉપ-

યોગી છે તે પણ જસતમાથી બનાવવામા આવે છે, અને તે વાસ્તવિક જોતા તેના ફુલ છે

**શોધન તથા મારણ**—જસતને દેવતા ઉપર પગાળી તેનો પાતળો રસ કરી ૨૧ વાર દુધમા ઠારવી જસતની ભસ્મ બનાવવાની રીત એવી છે કે જસતને માટીના ઠામમા મુકી તેની નીચે ખુબ તાપ આપવો, એમ કરવાથી જસતનો રસ થશે, તે રસને લીમડાના લાકડાથી હલાવો ને નીચે ખુબ તાપ રાખવો, આથી સફેદ રગની ભસ્મ થશે પછી તે ભસ્મને કુવાર, ત્રિફળા ને ભાગરાના રસની ભાવના દેવી અને દરેક ભાવના દેતી વખતે તેને ગજપુટ આપવો, આવી રીતે જે તૈયાર થાય તે જસત ભસ્મ

**બનાવટ**—૧ જસત ભસ્મ, ૨ કાસાજણ ૩, વાતારિરસ

૧ **જસત ભસ્મ**—આની બનાવટ ઉપર અપાઈ ગઇ છે

૨ **કાસાંજણુ**—જસતના કટકા કરી એક જાડી તાવડી પર મુકવા અને નીચે ધમણથી ખુબ તાપ કરવો આથી જસત ઓગળશે ને તેનો રસ થશે રસ થઈ જાય છતા પણ ધમણ ધમે રાખવાથી રસ પાકી જશે જ્યારે રસ પાકી જાય ત્યારે સળીઆ વડે તેને હલાવવો, આથી રસમા ફુલ પડવા લાગે છે તે ફુલ ચમ્ચકીત તેજવાળા ને બપોરીઆના જેવા પ્રકાશવાળા દેખાય છે જે ફુલ પડે તે બાજુ ઉપર તારવતા જવુ ને નીચેના રસને હલાવતા જવુ આથી બધા રસના ફુલ પડી જાય છે અને દરેક ફુલની પોલી અને ધોળી ગામડી બધાઇ ગઈ હોય એમ દેખાય છે તે ગાગડાઓને ખરલમા વાટી કપડે ચાળી તે ભુકો એક ઠામમા ભરી રાખવો ને અદર જસતની કાચી કટકીઓ રહી ગઇ હોય તે કાઢી લેવી કસારા લોકો પણ એ પ્રમાણે કાસાજણ બનાવે છે. કાસાજણની અસર વધારે શીતળ કરવા માટે તેના રસની અદર હીમજ નાખે છે અને પછી ફુલ પાડે છે

૩ **વાતારિ રસ**–જસત ભસ્મ ૫ વાલ, રૌપ્યભસ્મ ૧ રતીભાર અને ગળો સત્વ ૧૦ વાલ એ ત્રણ ચીજો બરાબર મેળવી અરધા વાલની ગોળી કરવી

ગુણ–પૌષ્ટિક, રોપણ* અને શીતળ, "તુરી, કડુ શીતળ, કફ, પિત્ત, પ્રમેહ, પાન્ડુ, ત્રિદોષ, મદાગ્નિ, અતિસાર, પિત્તજ્વર, અજીર્ણ, કાશ, આમવાત, ઉલટી, શળ, શીતજ્વર અને રક્તાતિસાર એટલા વ્યાધિનો નાશ કરે છે ને નેત્રને હિતકારી છે

**ઉપયોગ**–જસત તેના પૌષ્ટિક ગુણને લીધે પ્રદરની અંદર ઘણુ ઉપયોગી છે પ્રદરવાળા દરદીને જસત ભસ્મ લેવાથી ગર્ભાશયમાથી પડતો શ્વેત પદાર્થ અટકે છે અને શરીરમા કૌવત આવે છે જસતની અસર પૌષ્ટિક હોવાને લીધેજ આ ફેરફાર થાય છે તેમજ તે જીર્ણ પ્રમેહ, પાડુ તથા આખના દરદ ઉપર ઘણી સારી અસર કરે છે જસત ભસ્મ ક્ષયની અદર તાવ અટકાવવા માટે બહુ સારો ઉપાય છે, જસત ભસ્મ અને ખાપરીઆના ગુણ આ બાબતમા એક સરખા છે, વાત બલાસાક અને પ્રલેપક જવર જે આખો દિવસ શાત રહી સાજે હમેશા ચડે છે અને જે કોઇ પણ ભાગમા પાક થયાની નિશાની છે તેવા જ્વરની અદર જસત ભસ્મ ઘણુ કામ કરે છે તેથી ક્ષયનો બેહદ પરસેવો અટકે છે આ બધી અસર મગજને પુષ્ટિ આપવાથી થાય છે મગજના વ્યાધિ જેવા કે અપસ્માર, હિસ્ટીરીઆ તથા મગજને ઉપડતા અનેક જાતના વાત વ્યાધિ ઉપર જસત ભસ્મ અપાય છે. અપસ્માર અને અપસ્મારને મળતા દરદ જેમા દરદીને પ્રસગે શીણ આવે છે યા નથી આવતા અને પ્રસગે હાથ પગ તણાય છે તેવા દરદોના જસત ભસ્મ આપવી યોગ્ય છે જ્યારે આવુ દરદ ઉપડ્યું

---

* જે દવા પોતાના ગુણ વડે ઘારાના દુષ્ટ ભાગને દૂર કરી અંદરના તંદુરસ્ત ભાગને મજબૂત કરી ઘાવ રૂઝવે છે તેને 'રોપણ' કહેવી.

હોય ત્યારે જસત ભસ્મ આપવાથી કાંઇ પણ ફાયદો નથી તે એગી ગયા પછી જો વાતારિસ ચાલુ રાખવામા આવે તો તેવુ દરદ બીજી વખતે થતુ અટકે છે અગર તેની ઉપડવાની મુદ્દત લબાય છે. ઓછામા ઓછી એકેકી ગોળી સવાર સાજ ત્રણ માસ સુધી ખાવી જોઇએ, ત્રણ માસની મુદ્દત ફક્ત તેની અસર જણાવા માટે આપી છે પણ તેના ખરેખરા ફાયદાને માટે તો તે ઘણા લાબા વખત સુધી લેવાની જરૂર છે જેમ જસત ભસ્મ ખાવા માટે અપાય છે તેમ કાસાજણ બહાર લગાડવાને કામ લાગે છે જસત ભસ્મ પણ કાસાજણને ઠેકાણે વાપરી હોય તો તેવોજ ફાયદો થાય છે પણ તે બનાવવી ઘણી મહેનત વાળી છે તેથી તેને બદલે કાસાજણ વપરાય છે જુદી જુદી જાતના અભિષ્યદની અદર તેમજ આખો જ્યારે બરમડી આવે છે ત્યારે તથા ટુંકુ મડળના ક્ષતની અદર કાસાજણ આજવામા આવે છે

કાસાજણ સાધારણ રીતે ધોળા ભરણના નામથી પ્રસિધ્ધ છે. રોપણ તરીકે તેની શકિત ઘણી ઉગ્ર છે સાદા વ્રણ તેમજ ઉપદશના વ્રણ ઉપર લગાડવાથી રઝ તરતજ વળી આવે છે આખની પાપણ ઉપર જ્યારે ફોલ્લી થઈ આવે છે અને જ્યારે આખમાથી બહુજ પાણી ઝરતુ હોય ત્યારે કાસાજણ આજવુ કહેલ છે તેમજ ગડમાળ અને બીજા રકતવિકારથી થએલા ક્ષતની અદર કાસાજણને જાત્યાદિ ઘૃત અથવા બીજા યોગ્ય મલમ સાથે કાલવી લગાડવામા આવે છે. ક્ષત અગર વ્રણ જે સાધારણ રીતે મોટા કદના હોય છે ને જેમાથી પરૂ વહ્યા કરે છે તે ઉપર કાસાજણનો મલમ વાપરવા અને ખીલ, ગુમડા, તાપોડીઆ તથા વિસર્પને લીધે ચામડીનુ તડતડી આવવુ તથા બીજા કેટલાક ત્વક્દોષ જ્યા પરૂ નથી હોતુ તેવે ઠેકાણે તેને સ્નેહ પદાર્થ (તેલ, ઘી વિગેરે) સાથે મેળવવુ નહિ આવે પ્રસગે તેને સુખડ સાથે ઓરસીઆ પર ઘસી લગાડવુ જુદી જુદી જાતના ત્વક્દોષ જેવા કે

ખરજવું, વિચર્ચિકા, પાહદારી, વિસ્ફોટક વિગેરે દરદોમા કાસાજણુ ઘણુ ઉપયોગી છે, નાના બાળકોને ગાંને ભાગ, સાથળના મળનો ભાગ અને પેટનો ભાગ કેટલીક વખતે લાલચોળ થઇ આવે છે ત્યારે તે ઉપર કાસાજણને સુખડ સાથે ઓરસીયા પર ઘસી લગાડવાથી ઘણો ફાયદો થાય છે. શરીરનો કોઇ પણ ભાગ દાહયુકત થઇ લાલાશ પકડે છે અને જેને લોકો રતવા કહે છે તેવા દરદની અંદર કાસાજણુનો લેપ એક અકસીર ઇલાજ છે તેમજ જતુના કરડથી થએલી લાલીને પણ તે દૂર કરે છે

**જસતના દોષની શાંતિ**-હીનજનું ચૂર્ણ સાકર સાથે ત્રણ દિવસ ખાવાથી જસત વિકારનો નાશ થાય છે

**જસત ભસ્મનાં અનુપાનો**-ગાયના જૂના ઘી સાથે આજવાથી નેત્ર સારા થાય છે પાનના બીડા સાથે ખાવાથી પ્રમેહનો નાશ થાય છે ત્રિસુગંધ સાથે ખાવાથી ત્રિદોષનો નાશ થાય છે કુવાડીઆ સાથે લેવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે અરણીના પાનના રસ સાથે ખાવાથી મંદાગ્નિ મટે છે ચોખાના હીમ અને ખજૂર સાથે ખાવાથી શીત-જ્વર મટે છે ખારેક અને ચોખાના હીમ સાથે ખાવાથી રકતાતિસાર મટે છે સાકર અને જીરા સાથે ખાવાથી અતિસાર તથા ઉલટી મટે છે અજમો, લવીંગ અને સાકર સાથે ખાવાથી શૂળ મટે છે અજમો અને ઉના પાણી સાથે લેવાથી મળાવરોધ અને કબજીઆત મટે છે. અજમો તથા લવીંગ સાથે ખાવાથી આમવાત મટે છે ભેંસના માખણ સાથે વાલભર ખાવાથી પ્રમેહ મટે છે, મધ, પીપર સાથે ખાવાથી જ્વરરસ મટે છે. અજમો, લવીંગ અને ઉના પાણી સાથે લેવાથી અજીર્ણ મટે છે

**માત્રા**:-જસત ભસ્મ ૧ થી ૨ રતીભાર ઘીમાં લેવી.



# ટંકણખાર BORAX

**વર્ણન:**-કેટલાક તળાવની અંદર ટકણ રહેલો છે જે તેનુ પાણી સુકાઇ જવાથી તળે જામી રહે છે તે સિવાય એ ત્રણ જુદી જુદી જાતના ક્ષારો ભેગા કરી ઉકાળી તેમાથી ટકણ બનાવવામા આવે છે ટકણ બે જાતનો થાય છે સોહાગો અને પાટીઓ. આમા સોહાગો વધારે મેલો હોય છે અને તેની સફેદ ગામડીઓ થાય છે પાટીઓ ટકણખાર પ્રમાણમા વધારે ચોખ્ખો થાય છે તો પણ જે ટકણખાર અહીં બજારમા મળે છે તે શુદ્ધ અને ચોખ્ખો હોતો નથી શુદ્ધ ટકણખારના સ્વચ્છ પારદર્શક કટકા આવે છે અને તે પડયો પડયો થોડો થોડો ઓગળ્યા કરે છે

**શોધન.**-અશુદ્ધ ટકણખારને શુદ્ધ કરવાની રીત એવી છે કે એક રતલ ટકણ લઇ તેમા અર્ધા રુપીઆ ભાર કળીચુનો નાખી ચાર રતલ પાણીમા ઉકાળવો, પછી તે કપડાથી ગાળી લેવો ને તે પાણી સુકાવી નાખવુ. શુદ્ધ ટકણખારના આથી પાસા બધાઈ જશે બીજી રીત એવી છે કે ટકણખારને ગાયના છાણમા રાખી પછી ધોઇ નાખવો એટલે શુદ્ધ થાય છે ફુલાવવાથી પણ ટકણખાર શુદ્ધ બને છે.

**ગુણ:**-મૂત્રલ, ઋતુ લાવનાર, વેણ લાવનાર, ક્ષારહર અને રોપણ-

**ઉપયોગ.**-ટકણ. ખાવાની દવા તરીકે એકલો આપવા કરતા બીજી દવાની સાથે બહુ અપાય છે તે ખાસી, દમ, સગ્રહણી, અને અજીર્ણની અંદર ઉપયોગી છે. ગર્ભાશયના વ્યાધિમા અને ખાસ કરીને સુતિકા રોગને માટે તે એક ઉત્તમ ઉપાય છે, તેમજ તે કેટલાક રસાયનોમા પણ પડે છે. કફના વ્યાધિ જેવા કે જીર્ણ સસણી ને કફકાસ જેમા બડખા ઘણાને બહુ ચીકણા નીકળે છે ત્યા બડખાની ચીકાશ તોડવાને માટે ટકણ અપાય છે અને તેથી કફ ઘણી સહેલાઇથી બહાર

નીકળી આવે છે વછનાગ અને ધતુરાના ઝેરી ઉગ્ર દવાઓની સાથે તે દમના રોગની અંદર અપાય છે ગર્ભાશયના વ્યાધિમા ટંકણ ઘણા જુના વખતથી પ્રસિધ્ધ છે જણુની વખતે જો સ્રી બહુ કષ્ટાની હોય ને વેણ આવની બંધ થઇ ગઇ હોય અગર ધીરી પડી ગઇ હોય તો ટંકણ એને જાગ્રત કરે છે તેમજ ગર્ભાશયમાંથી થતા અત્યંત રક્ત-સ્રાવને તે અટકાવે છે નષ્ટાર્તવ તથા પીડિતાર્તવમા પણ ટંકણ આપવુ યોગ્ય છે નષ્ટાર્તવમા અથવા અનાર્તવની અંદર જ્યારે સ્રીને અટકાવ બહુ ચઢી જાય છે ત્યારે ટંકણની સાથે એળીઓ અને મંડુર મેળવી અપાય છે અને પીડિતાર્તવની અંદર જ્યારે કમરનો સખત દુખાવો થાય છે ત્યારે ટંકણ એક વાલ ને શેકેલુ અરીણુ અરધી રતી નાખી તેની ગોળી કરી ગળી જવાથી ઘણો સારો ફાયદો થાય છે. તેમજ પ્રદરની અંદર જરા ઊંચુ અને કાદક ક્ષાર યુક્ત શ્વેત પદાર્થાનો સ્રાવ થવાથી યોનિનુ મર્મસ્થાન તતડી આવે છે ત્યારે ટંકણના પાણીની પીચકારી મારવાથી ફાયદો થાય છે તેમજ બીજા કોઇપણ કારણથી યોની મુખ ઉપર ચેળ આવની હોય અગર ડીંબ ઓનનુ હોય તો ટંકણના પોતા મુકાય છે સૂતિકાના અતિસારમા, સૂતિકાના સન્નિપાતમા ને ધનુરમા ટંકણને ફુલાવી આપવાથી સારો ફાયદો થય છે

ક્ષારહર તરીકે ટંકણ મૂત્રાશયના વ્યાધિમા વપરાય છે પીશાબની અંદર રેતી પડતી હોય અગર પીશાબમા બહુ દાહ થતો હોય તો ટંકણ ખવરાવવાથી અગર ઉષ્ણોદક સાથે તેની પીચકારી મારવાથી પણ દરદીને શાંતિ થય છે તેમજ તેની મૂત્રલ અસર ઘણી સરસ હોવાને લીધે તે પીશાબ છુટથી લાવે છે અને તેટલા માટે તે મૂત્રરોગ અને જલદરમા અપાય છે અજીર્ણ, અરુચિ અને ખાધાની પહેલા પેટમા દુખતુ હોય ત્યારે ટંકણને વાતહર તથા દીપન પદાર્થ સાથે મેળવવામા આવે છે

મોઢાના ફોલ્લા ઉપડયા હોય અગર ચાંદા પડયા હોય અગર જીભ ઉપર ધારા પડયા હોય ત્યારે ટંકણ બહુ લાગુ પડે છે મોટા માણસને ટંકણના કોગળા કરવાથી સારો ફાયદો થાય છે ટંકણ ૪ વાલ અને પાણી ૧૦ રૂપીઆભાર એ પ્રમાણે કોગળા કરવા માટે વજન લેવુ. બાળકોને કોગળા કરવાની ખબર નહિ હોવાથી તેમને ટંકણ ખાર મેળવી મોઢામા આંગળી વતી ચોપડાય છે ને ખસૂસ કરીને બાળકના મોઢાના ધારામા ટંકણ બહુ ઉપયોગી છે મોટા માણસોને એટના ફાયદો થતો નથી. બાળકોને અજીર્ણ થાને ઝાડામા પણ મોટુ આવી જાય છે ને ગમે તેવા કારણથી મોટુ આવ્યુ હોય તો પણ ટંકણ અપાય છે. ટંકણ મોટુ સાફ કરે છે એટલુજ નહિ પણ દાંત સાફ કરવાનો ગુણ પણ તેમા રહેલો છે, અને જેટના દાંતના મંજન આવે છે તેમા ઘણા ખરામા ટંકણ રહેલો છે ટંકણ પોતે ક્ષાર હોવાને લીધે દાંતની એંગીને પોચી પાડે છે અને તેથી દાંત સાફ અને મજબુત થાય છે, તેમજ દાતમાથી નીકળતુ લોહી બધ થાય છે કુલાવેલ મોરથુથુ, ફુલાવેલ, ટંકણખાર, ફુલાવેલ ફટકડી, ચાક, તજ અને લવીંગ એ બધી ચીજોનુ ઘણુ અચ્છુ દંતમંજન બને છે એ મંજનની બનાવટ મોરથુથુના પ્રકરણમા અપાશે એ મંજન દાંતે લગાડવાથી દાંત મોતીના દાણા જેવા સ્વચ્છ બને છે, મેરી ઉખડી જાય છે, દાતના પેઢામાથી લોહી નીકળતુ બધ થાય છે ને અવાળુમા લોહી ચઢયુ હોય તો તે પણ નીકળી જાય છે. આ મંજનમા તજ અને લવીંગ ફકત સુગંધીને માટેજ મેળવવામાં આવ્યા છે

ત્વક્દોષમાં ટંકણનુ પાણી કરી ચોળવાથી ચેળ કમતી થાય છે, તથા ખરજવુ, વિચર્ચિકા, દદ્રુ, ખસ વિગેરેમા મલમ સાથે મેળવી લગાડવાથી ફાયદો થાય છે. ત્વક્રોગની અંદર ખસૂસ કરીને ગંધક અને ટંકણનો સયોગ અતિ ઉપયોગી છે મોઢા ઉપરના ખીલ જે પાકવા ઉપર નથી આવ્યા તેવા ખીલ ઉપર ટંકણને ગુલાબજળમાં

અદર મેળવી લગાડવાથી ખીલ બેસી જાય છે તેમજ માથાની દાદર ઉપર ટકણનુ પાણી ફેરવવાથી અમર ટકણના પાણી વડે માથુ ધોવાથી જલદી આરામ થાય છે મોઢામાથી જ્યારે બહુ થુક વહે છે ત્યારે ટકણના પાણીના કોગળા કરવામા આવે છે. ઉપદશ વિકૃતિની અદર જ્યારે કોઇપણ દાતની આસપાસની ગ્રથી સુજી આવે છે ને મોઢામાથી બહુ થુક વહે છે ત્યારે અગર કોઇપણ જાતના મુખપાકથી બહુ થુક વહેતુ હોય ત્યારે તેમજ પારો, રસકપૂર હિગળો વિગેરે ખવરાવવાથી મોઢુ આવે છે ત્યારે ટકણના કોગળા ઘણા ઉપયોગી નીવડે છે

**માત્રાઃ**-૨ થી ૪ વાલ કોગળા કરવામા એક ભાગ ટકણને ૨૦ ભાગ પાણી, મધની સાથે કાલવી લગાડવામા એક ભાગ ટકણ અને પાંચ ભાગ મધ

---

# ત્રાંબુ

તામ્રભસ્મ શ્રી ભોગીલાલ ત્રીકમલાલે જણાવેલી બાબત ઉપયોગી થઇ પડશે –

"આર્ય શાસ્ત્રોમા રૂપાની ભસ્મ પછી તામ્રભસ્મ કરવાની ક્રિયાના પ્રયોગો જોવામા આવે છે તેનો વિધિ લખવા પહેલા તામ્રભસ્મ સબધી લોકોમા કેવી ચર્ચા ચાલે છે તે અત્રે લખવુ જરૂરનુ છે તામ્રભસ્મના જે ગુણોનુ ચમત્કારિક વર્ણન લોકો આપે છે તે વર્ણન આર્યપ્રણીત ગ્રન્થોમા જોવામા આવતુ નથી પરન્તુ મારી પાસે જૂના યોગી યતી આદિના કેટલાક પુસ્તકોમાથી ઉતારા લીધા છે તે જોતા તેનુ વર્ણન કરેલુ જણાય છે. તામ્રભસ્મની ક્રિયા બે પ્રકારની જોવામા આવે છે તેમાનો એક પ્રકાર કૃષ્ણવર્ણની તામ્રભસ્મ માટેનો છે અને બીજો શ્વેત વર્ણની તામ્રભસ્મ કરવા માટેનો છે લોકો જે વર્ણન આપે છે તે શ્વેત તામ્રભસ્મ માટે આપે છે યોગી યતી આદિના જટિલા ગ્રન્થોમા

આનો ફરક બનાવેલ નથી વનસ્પતિથી શ્વેત તામ્રભસ્મ થાય છે કે નહિ ? તેનો અનુભવ લેવામા આજ સુધીમા ઘણો પ્રયાસ કરેલો છે અને ઘણી ભઠ્ઠીઓ મુકયા છતા તે પ્રમાણે સફેદ તામ્રભસ્મ થઇ નથી, તોપણ તેટલા ઉપરથી સફેદ ભસ્મ થતીજ નથી એ અનુમાન કાઢી શકાતુ નથી. મર્હુમ ડૉ ત્રિભોવનદાસ મોતીચંદ શાહ એમણે પોતાના ગુજરાતી શારીરિક અને વૈધક શાસ્ત્રમા તામ્રભસ્મમા પૌષ્ટિક ગુણ નથી એમ લખેલુ છે, પરન્તુ શાસ્ત્રોક્ત રીતે મોરથુથામાથી–અગર મયૂરપિચ્છમાથી કિવા જ્ઞાનાગમાથી તામ્ર કાઢી તેનો અનુભવ કરી જોએલો હોય એમ તેમના લેખ ઉપરથી જણાતુ નથી મોરથુથામાથી ઉચી જાતનુ તામ્ર નીકળે છે અને તે તાબાનો રગ પણ ચમત્કારિક અરૂણોદય વખતે સૂર્યનો જેવો રગ હોય છે તેવો હોય છે અને તેવા રગવાળુ તાબુ ખરલમા ઘુટતા ખરલ અને બત્તાને ચોટેલો તેનો રગ ઘણીવાર જોવામા આવ્યો છે આવા તાબાની ભસ્મ કરી મે ઘણીવાર દરદીઓ ઉપર વાપરેલી છે અને તેના ચમત્કારિક ગુણો મને જણાયા પણ છે લોકો અને આર્યવૈધકના અનુભવિ વૈદ્યોની એવી માન્યતા છે કે બધા રસાયનોમા પણ નીચેના પાચ મહારસાયન ગણાય છે એટલે કે (૧) પારો (૨) હીંગળોક (૩) રસકપૂર (૪) હરતાલ (૫) તાબુ. આ મહારસાયનો ઘણા માણસોને ફૂટી નીકળે છે અને મારી પાસે પણ ફૂટી નીકળેલા રસાયનવાળા કેટલાક દર્દીઓ મારા લાબા વખતના વૈદ્યકીય અનુભવમા આવેલા છે આ પાચ મહારસાયનો પૈકી હરતાળ અને તાબા માટે મે ખાસ અનુભવ કરી જોયો છે. આ રસાયનોને શાસ્ત્રોકત રીતે શુદ્ધ કર્યા સિવાય તેની ભસ્મ કરી-હોય અથવા તો શુદ્ધ કર્યા છતા તેવી ભસ્મ અપકવ રહી ગઇ હોય અને તે પર કુપથ્ય કરવામા આવે એટલે ફુટી નીકળતા વાર લાગતી નથી. નિઘટરત્નાકરના ત્રીજા ભાગમા ધાતુશોધન વા મારવાના પ્રકરણમા હરતાળની ભસ્મ કરવાનો એક પ્રયોગ છે તેમા ભસ્મ કરતા પહેલા

શુદ્ધ કરેલી હરતાળને વીસ વનસ્પતિમા અને તે દરેક વનસ્પતિમા એકવીસ એકવીસ દિવસ ઘુટવાની છે એટલે ચૌદ માસ સુધી તેને ખરલ કરવાનો છે, તે પ્રયોગના ખરાપણા માટે મે હરતાળને ચૌદ મહિના સુધી ઘુટવા માટે બે નોકર રાખી ઘુટાવી તૈયાર કરી તેની યથાશાસ્ત્ર ભસ્મ કરેલી હતી અને તે ભસ્મ મે ઘણા દર્દીઓને આપી છે હરતાળ ફુટે છે કે નહિ તેની ખાત્રી થવા માટે એવી ભસ્મ આપ્યા પછી મે તે દર્દીને તેલ, મરચુ, આમલી, હીંગ જેવા તમામ પદાર્થ ખાવા રજા આપેલી, એટલુજ નહિ પણ રસાયન ખાનારથી વાલ ખવાતા નથી તે પણ મે ખાવા છુટ આપેલી છતા તેથી જરાએ વિકાર થએલા મારા જોવામા આવ્યો નથી તેજ પ્રમાણે લાખા ભસ્મ બનરાની ઉપર તેલ મરચુ, આમલી, હીંગ ઇત્યાદિ ખાવા રજા આપ્યા છતા તેનાથી પણ વિકાર થએલો મને જણાયો નથી બાકીના ત્રણ રસાયન માટે મે અનુભવ કરેલો નથી, પણ મારી પાસે જે રસાયન ફુટી નીકળેલા દર્દીઓ આવેલા તેમા રસકપૂરવાળા વધારે હતા રસકપૂર ની ભસ્મ સારા વૈદ્યોની બનાવેલી ઉપયોગમા લીધા છતા દર્દથી દર્દ મટયા પછી પણ ઉપર બતાવેલા પદાર્થો ખવાતા નથી, અને ખાય તો વિકાર કરે છે એવુ મારા અનુભવમા આવ્યાથી એવા રસાયન ભસ્મ-રૂપે તૈયાર કરી દર્દીને આપવામા મને યોગ્ય ન લાગ્યાથી મે અનુભવ કરેલો નથી તામાની ભસ્મ માટે મે ઘણા માણસાને મોઢેથી સાભળ્યુ છે અને જોવામા પણ આવ્યુ છે કે સાધુસતોએ રોગાદિ નિમિત્તથી પુરૂષત્વ રહિત થએલા ઇસમોને (માણસોને) તામ્બાની ભસ્મ ખવરાવેલી અને તેઓ પુરૂષત્વમા આવેલા એટલુજ નહિ પણ તેઓમા યુવાવસ્થા જેટલુજ પુરૂષત્વનુ સામર્થ્ય વૃદ્ધાવસ્થામા પણ જોવામા આવ્યુ છે પરન્તુ આપણામા કહેવત છે કે તામાની ભસ્મ એ રાજા કે શ્રીમતોને ખાવા જેવી છે, ગરીબને ખાવા યોગ્ય નથી, કારણ કે તેણે પોતાની હયાતી સુધી દરરોજ વધારે ઘીવાળા પદાર્થ સેવન કરવા જોઇએ, નહિ તો તામાની આતશ (ગરમી) થયા વિના રહેતી નથી

**વર્ણન**—તાંબાની બે જાત છે, એક મ્લેચ્છ અને બીજી નેપાળ તેમા નેપાળ તાંબુ ઉત્તમ છે બીજા ખનિજ તાંબાને મ્લેચ્છ તાંબુ કહે છે જે તાંબાને ધોયા છતાં કાળુ દેખાય તે મ્લેચ્છ અને જે ધોવાથી રાતા રંગનું દેખાય છે તે નેપાળ તાંબુ કહેવાય છે અને તેજ તાંબુ ગ્રાહ્ય છે

**તામ્ર દોષ**—તાંબામા વાંતિ, ગ્લાનિ, દાહ, શૂળ, કંડુ, રેચ, વીર્યનાશ વિગેરે દોષ છે માટે તેને શુદ્ધ કર્યા સિવાય કદિ પણ ઉપયોગમા લેવું નહિ

**શોધન**—(૧) નેપાળ તાંબાના પતરા લઈ તેને ખૂબ ટીપી શૂળ ખોસવાથી તે સોંસરી ચાલી જાય તેવા પાતળા કરવા આ કટકવેધી પતરાંને ત્રણ કલાક સુધી ગૌમૂત્રની અંદર ઉકાળવાથી શુદ્ધ થાય છે

(૨) ગૌમૂત્રમા આમલી અને મીઠું નાખી તેમા તાંબાના પતરાને આકરા અગ્નિ ઉપર એક પહોર પકવવા એટલે તાંબુ સારુ શુદ્ધ થાય છે

(૩) તાંબાના પતરાને પાતળા કરી તપાવી તેલમા, છાશમા, કાંજીમા, ગૌમૂત્રમા અને કલથીના કાઢામા બુઝાવવા એ પ્રમાણે ત્રણ ત્રણ વાર કરવાથી તાંબાની શુદ્ધિ થાય છે

**મારણ**—શુદ્ધ કરેલા પતરાને ગંધક અને લીંબુના રસનો લેપ કરી તેમનો એક ગોળો બનાવી વાલુકાયંત્રની અંદર બાર કલાક સુધી મુખનુ મો બંધ કરી ખૂબ તાપ દેવો સ્વાંગશીત થાય ત્યારે તેને કાઢી લેવા આવી રીતે તામ્ર ભસ્મ થાય છે પછી આ તામ્રભસ્મને કાંજીમા ખરલ કરીને તેનો ગોળો કરવો અને સૂરણના કંદનો ઉપર થર દઇ ગજપુટથી મુકી દેવો સ્વાંગશીત થાય એટલે કાઢી લેવો આથી કરીને શુદ્ધ દોષ રહિત તામ્રભસ્મ થાય છે જો સૂરણના રસનો પુટ દેવામા ન આવે તો તેથી ઝાડો અને ઉલટી થાય છે

**બીજી રીતઃ**-પારાગંધકની કજલી લઇ તેને લીંબુના રસમા મર્દન કરી તેનો તાંબાના પતરા ઉપર લેપ કરવો તે પતરાને સરાવ સંપુટમા મુકી કાપડમાટી કરી એક હાથના સમચોરસ ખાડામા મુકી છાણાનો પુટ આપવો અને ઠંડુ થએથી કાઢી ઘુટી રાખી એક રતી અનુપાનની યોજના કરવી

**ત્રીજી રીતઃ**-પારો અર્ધો ભાગ અને ગંધક બે ભાગ લઇ દુધીના રસમા ખરલ કરી તાંબાના શુદ્ધ કરેલા પતરા એક ભાગ લઇ તેને લેપ કરવો અને ગજપુટમા મકી અગ્નિ આપવો જેથી ભસ્મ થશે

**ચોથી રીત**- શુદ્ધ કરેલા તાંબાનો બારીક ચુરો કરી સમાન ભાગ પારાથી લીંબુના રસમા મર્દન કરી પછી તે બન્નેના વજન બરાબર ગંધક લઇ ખરલ કરવા અને તેને સંપુટમા મકી ગજપુટ આપવો એટલે તાંબાની ભસ્મ થશે

**પાંચમી રીત**-તાંબાની અરુણ ભસ્મ કરવા માટે તાંબાના તરફ વેધી પતરાને હાડીઆકરમણના પાનના રસનો લેપ કરી સુકવવા, પછી તેને હાડીઆકરમણના પાનની લુગદીમા મુકી સંપુટ કરી ગજપુટ આપવાથી અરુણ વર્ણની તાંબાની ભસ્મ થશે

**છઠ્ઠી રીત**-સિંધવ અને ગંધકને લીંબુના રસમા ખરલ કરી તેનો તાંબાપત્રને લેપ કરી સરાવસંપુટમા મુકી ગજપુટ આપવાથી તાંબાની ભસ્મ થશે

**સાતમી રીતઃ**-ગંધક અને મનશિલનુ ચૂર્ણ આકડાના દુધ અને લીંબુના રસમા ખરલ કરી તાંબાના પતરાને લેપ કરી, સરાવસંપુટ કરી તેને ગજપુટ આગ્ન આપવાથી તાંબાની ભસ્મ થાય છે

જટિલી રીતથી ભસ્મ કરવાની રીત-કાળા ધતુરાનો રસ શેર ૦॥, આકડાનુ દુધ શેર ૦॥ લઇ એકત્ર કરી માટીના વાસણમા ધાલી તેમા

( શોધેલો ) પૈસા નક્ષી કપડા માટી કરી ગજપુટ અડાયા છાણાંની આગ આપવી જેથી ત્રાંબાની ભસ્મ થશે.

બનાવટ –૧ સ્વચ્છંદ ભૈરવ રસ ૨. ગુલ્મકલાનલ રસ ૩ તામ્રેશ્વર રસ ૪ હૃદયાર્ણવ રસ, ૫ વિશ્વતાપ હરણ રસ ૬ શીતારિ રસ

૧ **સ્વચ્છંદ ભૈરવ રસ** –તામ્રભસ્મ અને વછનાગ સમ ભાગે લઈ ધતુરાના પાનના રસમાં તેને ખુબ ખરલ કરી તેની અરધી અરધી રતીની ગોળી કરવી

૨ **ગુલ્મ કલાનલ રસ** –શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, તામ્રભસ્મ હરતાલ ભસ્મ, ટંકણ, યવક્ષાર (જવખાર) એ દરેક બબ્બે તોલા લેવા ને મરી, સુંઠ, પીંપર, ગજપીંપર, હરડે, વજ અને કુષ્ટ એ દરેક તોલો તોલો લેવા, પછી તે સઘળાને બારીક ખાંડી સાથે મેળવવા અને તેને અપામાર્ગની, પટોળની અને પીતપાપડાની ભાવના દેવી અને સુકવવું.

**તામ્રેશ્વર રસ:** તામ્રભસ્મ, લોહભસ્મ, શુદ્ધ પારદ, ગંધક, શુદ્ધ મરી એ દરેકને સમ ભાગે લઈ તેને લીમડાના પંચાંગની, ગરમાળાના ગરની, ને ત્રિફળાના કવાથની ભાવના દેવી અને પછી તૈયાર કરી શીશીમાં મુકવું

૪ **હૃદયાર્ણવ રસ** –શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક બન્નો એક એક ભાગ ને તામ્રભસ્મ બે ભાગ એને બાર કલાક સુધી ત્રિફળાના કવાથમાં ને કાકમાચીના સ્વરસની અંદર ખુબ લઢવા અને પછી તેમાથી બબ્બે રતીની ગોળી કરવી

૫. **વિશ્વતાપ હરણ રસ** –તામ્રભસ્મ એક તોલો, શુદ્ધ પારો એક તોલો, શુદ્ધ ગંધક એક તોલો, શોધેલું ઝેર કોચલું એક તોલો, શોધેલા નેપાળાના બીજ એક તોલો, હરડે એક તોલો, પીપર એક તોલો, કડુ એક તોલો, નસોત્તર એક તોલો, એ પ્રમાણે બધી ચીજો લઈ પ્રથમ તેમાથી પારા અને ગંધકની કજલી કરવી, પછી તેમાં

બાકીની ચીજો નાખી તે બધી ચીજોને ધતુરાના રસમા એક દિવસ ખરલ કરીને વાલવાલની ગોળી કરવી.

૯, **શીતારિ રસ**-તાબાની ભસ્મ, શોધેલો ગધક, ફુલાવેલ ટકણખાર, શોધેલુ સોમલ, શુદ્ધ પારો, શુદ્ધ ખાપરીઓ, શુદ્ધ મોરથુથુ ને હરીતાળ ભસ્મ એ દરેક ચીજને સરખે વજને લઇ તેને કારેલાના રસમા ખલી એક એક રતીની ગોળી બનાવવી

ગુણ—પૌષ્ટિક, શોધક અને જ્વરઘ્ન શુંધ રીતથી કરેલી તાબાની ભસ્મ, પ્લીહ, જ્વર, કફ, વાયુ, શ્વાસ, ઉધરસ, શુળ, ઉદરરોગ, કૃમિ, વાન્તિ, પાડુ, મોહ, અતિસાર, મૂળવ્યાધિ, ગુંમ, ક્ષય, ભ્રમ, મસ્તક વ્યાધિ, અને પ્રમેહનો નાશ કરે છે તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે સોજો, વ્રણ, આફરો, વાતરક્ત, પરિણામ શૂળ, તથા કોઢનો નાશ કરે છે તે વૃષ્ય, અરૂચિનાશક અને સારક છે માટે તાબુ તુરુ મધુર, તિક્ત, અને આમ્લ રસયુક્ત છે

**ઉપયોગ**–ત્રાબુ સાધારણ રીતે પુષ્ટિની ઉપયોગી દવા ગણાય છે અને તેટલા માટે તે વપરાય છે ધાતુપૌષ્ટિક તરીકે ને ઘણી વખ ણાઇ ગઇ છે ને તેથી લોકોમા તેનો ત્રણો મોહ છ ઘણા લોકો આની રીતે ત્રાબુ ખાય છે ને પછી તેમને ફુટી નીકળે છે ગામા ઉપર ખસુસ કરીને ઘી અને દુધનો મહાવરો રાખવાની જરૂર છે તેની વાજીકર અસર વિષે વધારે શોધ કરતા કાઇપણ વધારે ખાત્રી થતી નથી માટે તે બાબત વધારે વિવેચન કર્યુ નથી.

ત્રાબુ જુદી જુદી જાતના તાવમા ને તેમા ઘણુ કરીને વિષમ જ્વરની અદર અકસીર ઉપાય છે સતતજ્વર, એકાહિકજ્વર, દ્વાહિક, ત્રયાહિક ને ચાતુર્થિકજ્વરની અદર અને તેથી થતા બીજા દરદોની અદર ત્રાબુ અત્યત ઉત્તમ દવા છે જે તાવની અદર વધારે ટાઢ આવે છે તેમા તામ્રભસ્મ ઘણો સારો ફાયદો કરે છે વિશ્વતાપહરણ

કેસ ન શીતારિ રસ જે બન્ને બનાવટો ઉપર આપવામા આવી છે તે તાસની અંદર ઘણી ઉપયોગી છે શીતારિ રસ તેનુ નામ કહી આપે છે તે પ્રમાણે વિષમજ્વરનો વેરી છે અને વિશ્વતાપહરણ રસ સાધારણ રીતે સખ્ત નવા અને તાજા વિષમજ્વરમા ઘણુ કામ કરે છે શીતારિ રસ જીરા અને સાકરની સાથે દિવસમા બે વખત લેવાથી જીર્ણ વિષમ-જ્વર નાશ પામે છે ને વિશ્વતાપહરણરસ દિવસમા બે વખત આદુના રસમા ખવાય છે તે સિવાય શીતભંજી રસ નામની જે બનાવટ છે તે વિષમજ્વરની અંદર ઘણી સરસ છે આ બનાવટની અંદર તામ્રભસ્મ પડતી નથી પણ બીજીજ રીતે તાંબુ મારવામા આવે છે, બે ભાગ શુદ્ધ હરતાલ, શુદ્ધ પારો એક ભાગ, શુદ્ધ ગંધક અરધો ભાગ ને શુદ્ધ મનશીલ પા ભાગ આ દરેક ચીજો શુદ્ધ લઇ તેમે ગરેથીના રસમા ખલ કરવી, પછી જેટલુ આ દવાનુ વજન થાય તેટલ વજને ત્રાંબાનુ પતરૂ લઇ તે ઉપર તેનો લેપ કરી દેવો ને તેને કુલડીના મુખા વાલુકાયંત્રમા બાર કલાક સુધી તીવ્રાગ્નિથી તાપ દેવો ઠરે ત્યારે ત્રાંબાના પતરા કાઢી લઇ તેને વાટી બારીક ભુકો કરવો આ બનાવટ ગમે તેવી કડકડની ટાઢ આવતી હોય એવા ટાઢીઆ તાવની અંદર ઉપયોગી છે, અને ઘણો સારો ફાયદો કરે છે, આ રસની અરધો વાલ માત્રા ચાર કાળા મરીની સાથે નાગરવેલના પાનમા લેવામા આવે છે મુદ્દતસર થતા રોગ ઉપર ફાયદો કરનારી અસર જો ધાતુમા લેવા બેસીએ તો તે ફક્ત ત્રાંબા અને હરતાળમાજ રહેલી છે તે સિવાય સ્વચ્છંદ ભૈરવ રસ ફક્ત અરધી માત્રાથીજ આદુના રસ, સાકર અને સિંધાલુણ સાથે આપવાથી ઘણો સારો ફાયદો થાય છે તામ્રની જે જે બનાવટો અહીં આપી છે તે તે બનાવટો વિષમજ્વરની, યકૃતને પ્લીહની વ્યાધિમા તામ્રભસ્મની સાથે અગર ને દરદના જ્વર ઉપર લાગુ પડતી ત્રાંબાની કોઇપણ બનાવટની સાથે લોહનો સંયોગ કરી દરદીને આપવામા આવે તો તેથી યકૃતોદર, પ્લીહોદર, જલોદર, શોફ, પાંડુ, હલીમક, કમળો વિગેરે રોગો દૂર થાય છે જો વિષમજ્વરની અંદર કોઇ મૂત્ર-

માર્ગનો વ્યાધિ માલમ પડી આવે તો તેની તાવને હણનારી બનાવટોની, સાથે યવક્ષારાદિનુ મેળવણુ કરવુ યોગ્ય છે

ઉદરરોગને તેમા ખસુસ કરીને જ્યારે પેટની અદર ગુલ્મ થાય છે તેને માટે ત્રામ્રુ એક ઉત્તમ ઇલાજ છે. ગુલ્મ કલાનનરસ હીમજની સાથે બે વાલ માત્રામા આપવાથી પટના શૂળને બેસાડે છે. જ્યારે પેટના જીર્ણરોગની અદર પેટ સાધારણ રીતે દુખ્યા કરે છે, વખતો વખત આફરો ચઢી આવે છે અને સાધારણ રીતે પેટ મોટુ ને કઠણ લાગે છે અગર વાયુનો ભરાવ થઇ જવાને લીધે જરા ઠોકવાથી નગારા જેવુ વાગે છે ત્યારે ગુલ્મકલાનન રસ આપવો યોગ્ય છે તેમજ શૂળ ઉપર પણ ત્રામ્રુ ઘણુ સરસ છે ગુલ્મ રોગમા હમેશા શૂળ હોય છે અને તેની અદર ત્રામ્રુ ઉપયોગી છે, ને ત્રિદોષ જ્વરની હેડકીની અદર ઘણો સારો ફાયદો કરે છે તામ્રભસ્મ, કડુ ને ગેરૂ સમભાગ લઇ બીજોરાના રસની ભાવના દઇ બે રતીભાર મધની સાથે ચાટવાથી હેડકી ખસુસ બેસે છે તથા પેટનો આફરો હલકો પડે છે શૂળ ઉપર તામ્રભસ્મની એક બીજી બનાવટ છે જે ઘણી ઉપયોગી છે શુદ્ધ પારો એક ભાગ અને ગધક બે ભાગ લઇ તે બન્નેને એકઠા કરી એક પ્રહર ખલ કરવા ને કજ્જલીની સમાન ત્રામ્બાના પતરાને લઇને સપુટની આકૃતિ કરી તેની અદર તે કજ્જલી ભરવી અને એક માટીનુ ઠામ લાવી અરધુ મીઠેથી ભરી વચમા તે તામ્રનો સપુટ મૂકી બાકીનુ ઠામણુ પણ મીઠેથી ભરી દેવુ ને તે સાથે બીજુ ઠામ મૂકી કપડમાટ કરી ગજપુટ દેવો પછી પોતાની મેળે ઠડુ થાય ત્યારે તામ્ર સપુટનુ બારીક ચૂર્ણ કરવુ આનુ નામ ગજકેશરીરસ છે આની રતીભાર માત્રા નાગરવેલના પાન સાથે આપવાથી શૂળ બેસી જાય છે. જેમ જીર્ણ સૂત્ર વ્યાધિમા ત્રાંબુ ઘણુ ઉપયોગી છે તેમજ જીર્ણ ઉદર રોગની અદર ત્રામ્રુ છે

ત્રાંબુ દમના વ્યાધિની અંદર બહુ વપરાય છે સૂર્યાવર્ત રસ નામની બનાવટ દમને માટે દેશી ઔષધિમા ઘણી પ્રસિદ્ધ છે પારો ને ગંધક શોધેલા સમભાગે લઇ ૭ કલાક સુધી કુવારના રસમા ખલ કરવા, પછી તે બન્નેની સમભાગે ત્રાંબાના પતરા લઇ તેનો ને ઉપર લેપ કરવો અને તેને મુસની અંદર મુકી મોટુ અગ્નિ ફરી બાર કલાક સુધી વાલુકા યંત્રમા તાપ આપવો સ્વાંગશીત થાય ત્યારે ત્રાંબાના પતરા કાઢી લઇ બારીક વાટી ભૂકો કરવો એ રતીભાર માત્રા મધ અને અરડુસીના રસ સાથે આપવાથી દમની અંદર ઘણો સારો ફાયદો થાય છે

જેમ દમની અંદર સૂર્યાવર્ત રસ છે તેમ હૃદયરોગની અંદર હૃદયાર્ણવ રસ નામની બનાવટ ઘણી ઉપયોગી છે એ રતીભારની તેની ગોળી કાકમાચી અને ત્રિફળાના કવાથની અંદર આપવાથી હૃદયરોગની અંદર ઘણો સારો ફાયદો થાય છે.

ત્રાંબુ ત્વકદોષની અંદર ઘણુ ઉપયોગી છે અને તામ્રેશ્વર રસ નામની બનાવટ એ ખસ ખુજલી વગેરે ત્વકદોષને માટે છે તામ્રભસ્મ જો સૂરણના પુટ દીધા સિવાયનો હોય તો તે ઉલટી અને ઝાડો કરે છે અને તેટલા માટે તેની તામ્રભસ્મ કાઇ ઝેરી પદાર્થ પેટમા ગયાનો શક આવે ત્યારે મધની સાથે ચાટવા અપાય છે શુદ્ધ તામ્રભસ્મથી કવચિતજ ઉલટી કે ઝાડો થાય છે બલ્કે તે અતિસાર અને ઉલટીને દબાવે છે. વખતો વખત તેની અંદર નવાનવા ગુણ માલમ પડી આવે છે.

**માત્રા**—તામ્રભસ્મની શોધક ગુણ તરીકે એકથી બે રતી ઉલટી કરવા માટે ત્રણ વાલ, સ્વચ્છંદ ભૈરવ રસનો અરધી રતી ગુલ્મ કાલાનલ રસ એકથી બે વાલ, સૂર્યાવર્ત રસ બે રતી, હૃદયાર્ણવ રસ બે રતી, તામ્રેશ્વર રસ બે રતી, વિશ્વતાપ હરણ બે વાલ, લીલાદિ રસ એક રતી.

અનુપાન—શ્વાસને માટે મધ અને લાગે ઉપરમાં પિત્ત ઉપર સાકરમાં, વિષમજ્વર ઉપર મરી અને તુળસીના રસમાં, વાતગુલ્મ ઉપર હીંગમાં, ઉદરરોગ ઉપર ગુગળમાં સાત દિવસ આપવી મૂત્રકૃચ્છ્ર ઉપર ઉજાદર અને મધમાં, પથરી ઉપર જવખારમાં, મળવ્યાધિ ઉપર મરી અને લવિંગનું ચૂર્ણ નાખી સૂરણના રસમાં, સંગ્રહણી અને વાતપ્રમેહ ઉપર ગળોનું સત્વ, અજમો, સાકર અને મધમાં પુષ્ટિ માટે મધ, સાકર, અને ઘીમાં આપવી, તામ્રભસ્મ સેવન કરનારાએ ખસૂસ કરીને ઘી અને દુધનો મહાવરો રાખવો ઘણું કરીને તેને ઘણો ખોરાક પચે છે અને તેટલા માટે તેને મુખ્યત્વે કરીને ચરબીવાળો (ઘી, દુધ, દહીં વગેરે) ખોરાક આપવો પડે છે

---

# દગડી પાષાણભેદ.

**વર્ણન**—આ એક પત્થરની જાત છે એ ઝબને લગાડવાથી ચિકટાય છે એમાં ધોળો અને રાતો એવી બે જાત છે

**ગુણ**—હિમ, સ્વાદુ તથા તીખું છે અને પ્રમેહ, મુત્રરોધ, અશ્મરી, શૂળ, પિત્ત તથા ક્ષયનો નાશ કરે છે

**ઉપયોગ**—પ્રદર અને પ્રમેહ ઉપર ત્રણ માસા પાષાણભેદનું ચૂર્ણ મધમાં આપવું ગરમીએ શિશ્ન સુજ્યું હોય તો પાષાણ ભેદ મનશીલ અને થોડું મોરથુથુ પાણીમાં ઘસી લેપ કરવો કમરના દુખાવા પર, અસ્થિભંગ, ઉપરસ, વાયુ અને ધાતુવૃદ્ધિ ઉપર પાષાણભેદ ગાયના દુધમાં આપવો બદ ઉપર બિનામુ અને પાષાણભેદનો લેપ કરવો, પ્રદર ઉપર પાષાણભેદ અને ગખ છગનું ચૂર્ણ ઘી-સાકરમાં આપવું

---

# ધૂંવાસ SMOKE BLACK

**વર્ણન**—ચુલા ઉપર ધુમાડો થવાથી જે કાજળ એકઠું થયું હોય તેને ધુવાસ કહે છે

**ઉપયોગ**—ચાંપોટીયું, સોજો ઇત્યાદિ ઉપર ધુવાસ ગોળ અને ચુનો ખરલ કરી લેપ કરવો આપો આવે છે તેને માટે ધુવાસ, ગોળ અને ચુનાની એ પટ્ટી લમણા પર લગાડવી મૂળ વ્યાધિ ઉપર ધુવાસ દહીંમાં અથવા ઘીમા ખરલ કરી મસાને લેપ કરવો અને તેના ઉપર વગડાઉ છાણાનો શેક કરવો



# નવસાગર [નવસાર] AMMONIA CHLORATE

**વર્ણન**—નવસાર ક્ષારની ગણનામા આવે છે બજારની અંદર તે પુષ્કળ મળે છે અને તેના લાંબા રેસાદાર ક્ષારના કટકા થાય છે એ માણસની વિષ્ટા અને મૂત્રમાથી તૈયાર થાય છે ભાંગવાથી તે ક્ષારની કટકીઓ જુદી પડી જાય છે અને તે ઘણી ચળક છે જો કે તે સાધારણ દવા છે તો પણ તે ઓસડમા અતિ ઉપયોગી છે.

**બનાવટ**—૧ રાજવલ્લભ રસ

**૧ રાજવલ્લભ રસ**—૧ તોલો શુદ્ધ પારો, ૨ તોલા શુદ્ધ ગંધક, ૧ તોલો ચીભડ, ૧/ તોલા નવસાર એ બધી ચીજોને સાથે મેળવી તેનુ વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ

**ગુણઃ**—તીક્ષ્ણ, છેદન, શોધક, ઋતુ લાવનાર અને પિત્તનો સ્રાવ કરનાર.

**ઉપયોગ**—નવસાર યકૃતોદર પર ઘણોજ પ્રસિદ્ધ છે જુદી જુદી જાતના મતનૂ જ્વર અને સન્નિપાત જ્વરમા વખતો વખત

યકૃત્ના અદર લોહીનો જમાવ થતો આપણે જોઇએ છીએ આવે પ્રસગે યકૃત જરા ફુલેલુ હોય છે, પેટની જમણા પડખામા દુખાવો થાય છે અને તે ભાગ સાધારણ રીતે ચડેલો દેખાય છે આવા દરદીને દિવસની અદર બે ત્રણ અગર ચાર વખત બે વાલ માત્રાથી નવસાર બીજી યોગ્ય જ્વરહર દવા સાથે આપ્યો હોય તો તેથી ઘણોજ સારો ફાયદો થાય છે જેમ જ્વરહર દવાઓ જ્વરનો નાશ કરે છે તેમ તેની સાથે યોજેલો નવસાર યકૃત્ના વ્યાધિને તોડે છે જ્વરજન્ય યકૃત્ના તાજા વ્યાધિમા સાધારણ રીતે ટાઢા દેવાની જરૂર પડે છે પણ જો અગાઉથી યોગ્ય નિદાન કરી નવસારનો ઉપયોગ કરવામા આવ્યો હોય તો ટાઢા દેવાની કશી પણ જરૂર રહેતી નથી, તેથી યકૃત્મા થએલો સોજો હઠે છે ને તે ભાગનો દુખાવો શાન્ત થાય છે અને આવે પ્રસગે રહેલુ બધકુષ્ટ દૂર થાય છે તથા યકૃત્ પોતાનું યોગ્ય કામ બજાવવા પાછુ લાગે છે કેટલીક વખતે યકૃત્નો પાક થાય છે અને તે ઝાડા માર્ગે અથવા શ્વાસનળિકા માર્ગે ફુટી નીકળે છે. અગાઉથી જો નવસાર સારી રીતે વાપરવામા આવે તો વખતે આવો ભયકર સમય આવતો નથી કલેજાના દરદ ઉપર તેની ખાસ અસર છે ને ખસુસ કરીને તે પિત્તના સ્રાવને વધારે છે તથા પાકના પૂર્વરૂપને દૂર કરે છે યકૃત્મા પાકનુ પૂર્વરૂપ થતુ હોય તો નવસાર આપવો તે સિવાય જો શરીરના કોઇપણ ભાગમા પાક થશે એમ માલમ પડે તો અગાઉથીજ તે પર નવસારના પોતા મુકવા પાકના પૂર્વરૂપની નીશાની એ છે કે જે ભાગમા પાક થવાનો હોય તે ભાગમા લોહીનો જમાવ થાય છે તે ઠેકાણે થોડો સોજો માલમ પડે છે તેમજ તે ભાગ શરૂઆતમા લાલાશ તથા પાછળથી કાળાશ પકડે છે તેમજ તે ભાગ ઉપર થોડો થોડો દુખાવો થાય છે. આવે ઠેકાણે નવસારને ટંડા પાણીમા નાખી તેના પોતા જો મુકયા હોય તો પાક થતો અટકે છે, કમળો, હલીમક,

તથા જે જે દરદોની અંદર પિત્તનુ રૂધન થએલુ હાય છે, તેવા દરદોમા નવસાર સારો ફાયદો કરે છે પ્લીહોદર તેમજ પિત્તના પ્રકોપને લીધે થતા માથાના દુખાવામા પણ તે ઉપયોગી છે યકૃતના પોતાના વ્યાધિમા તેમજ યકૃતના વ્યાધિની અંદર બીજા જે જે ઉપદ્રવ થાય છે તેની અંદર પણ નવસાર કામ કરે છે જલંદર અને અર્શ જે સાધારણ રીતે યકૃતના કેગ્દરથીજ થઇ આવે છે તેમા નવસાર આપવો યોગ્ય છે અર્શની અંદર નસોની ઉપર વધતુ ઓછુ દબાણ થવાને લીધે સફગના નીચલા ભાગમા લોહીનો જમાવ થવા સભવ છે ને જ્યા જ્યા લોહીનો જમાવ થાય છે ત્યા ત્યા નવસાર લાગુ પડે છે અર્શની અંદર નવસાર આપવાથી પિત્તનો સ્રાવ અને સફગની અંદર થતો લોહીનો જમાવ હલકો પડે છે કેટલીક વખતે અર્શ જ્યારે બહુ પીડા કરે છે ત્યારે દરદીઓ નવસાર ખાવાની ટેવ પાડે છે અને તેથી તેને તેનુ બધારણ થઇ જાય છે રક્તપિત્તની અંદર પણ નવસાર અપાય છે રક્તપિત્તની અંદર હોઠેથી, મોઢેથી, નાકેથી અગર ગમે ત્યાથી લોહી પડતુ હોય તો પણ નવસાર આપવો યોગ્ય છે આ દરદની અંદર હમેશા પિત્તનો પ્રકોપ હોય છે રાજવલ્લભ રસ નામની બનાવટ જે અર્શ ઉપર ઘણી ઉપયોગી છે તેમા પણ નવસારનો મુખ્ય ભાગ આવે છે

સ્તનપાક અને સ્ત્રીઓને સ્તનના અંદર દુધ થતી વખતે સુવાવડમા ત્રીજે કે ચોથે દહાડેથી જે દુખાવો થાય છે તથા સોજો થઇ આવે છે એ નવસારના પાણીના પોતા મુકવાથી દૂર થાય છે, તેમજ સ્તનપાક થઇ ફુટવાથી સ્તનની અંદર કઠણ ગાઠો બંધાઇ જવા સભવ છે તે ગાઠો ઉપર પણ નવસારના પોતા મુકાય છે અને તેથી તે ઘણી સારી રીતે પોચી પડી જાય છે.

કેટલાક દરદની અંદર દરદની શાન્તિ કરવા માટે તે ભાગનો સંકોચ કરવાની જરૂર છે અને તેટલા માટે ઠડુ પાણી અગર બરફ વપરાય

છે, પણ જો બરફ ન મળતો હોય અને તે ભાગને સંકોચ કરવાની અવશ્ય જરૂર હોય તો પાણીની અંદર નવસાર નાખી તેના પોતા મુકવાથી તેજ ફાયદો થાય છે વધરાવળ, સારણ અને બદની અંદર નવસારના પોતામુકવાને માટે વપરાય છે જ્યારે અંતરગળ ઉતરે છે ત્યારે અને ત્યા સુધી તો હસ્તક્રિયાથી આતરડુ પાછુ ચડાવવુ કેટલીક વખતે હસ્તક્રિયાથી પણ આતરડુ પાછુ ચડતુ નથી તે વખતે દરદીએ નવસારના પોતા મુકવા આથી થોડા ઘણા વખતમા તે પોતાની મેળે ચડી જશે અગર હસ્તક્રિયાથી ચડાવવુ સહેલ પડશે. અંતરગળવાળો દરદી ગમે તેવી ભયંકર સ્થિતિમા પડયો હોય અને ગમે તેટલી ઉલટી થતી હોય તોપણ નવસારના પોતા લગાડવા ચુકવુ નહિ ફુલેલુ આપણુ તેથી સંકોચને પામે છે તથા આતરડુ થોડા ઘણા કલાકની અંદર પાછુ ચડી જાય છે બાળકોને સાધારણ રીતે વધરાવળમા એક વૃષણ બીજા કરતા બમણુ ત્રમણુ વધી જાય છે અને વખતે બન્ને વૃષણો વધી મોટા થાય છે ને લાલ રંગના દેખાય છે ને તેમા વખતે વખતે થોડી થોડી પીડા પણ થાય છે થોડા દિવસ નવસારના પોતા મુકવાથી આ વધરાવળ પોતાની મેળે મટી જાય છે વધરાવળ એ વૃષણ વૃદ્ધિના સામાન્ય નામ છે,

અનિયમિત આર્તવ અને અનાર્તવની અંદર તે લાગુ પડે છે અટકી ગયેલુ ઋતુ ને પાછુ લાવે છે, આવી રીતનો ઋતુ દોષ ગર્ભ-અંડની અંદર લોહીનો જમાવ થવાથી થાય છે ગર્ભઅંડની અંદર ચરબીનો જમાવ થવાથી કેટલીક વખતે જલંદર જેવુ તે સ્થાનમા દેખાય છે નવસાર આવા ગર્ભઅંડના વ્યાધિને બેસાડે છે અને તેથી થતા રોગને અટકાવે છે ઉધરસના દરદ જેવા કે ક્ષય, જીર્ણકાસ, સસણી, દમ વિગેરેમા જ્યારે કફ ઘણો ભર્યો હોય છે ત્યારે નવસાર અપાય છે, તેથી કફની ચીકાશ ઘટે છે ને બડખો જલદી બહાર આવે છે. ત્વક્દોષની અંદર જ્યારે દાહ ઘણો થાય છે ને ચેળ ઘણી આવતી હોય

ત્યારે નવસારના પોતા સુકના યોગ્ય છે માથાના દૂખાવા પર તેના પોતા મુકાય છે તેમજ બીજા ભાગ પર વાયુથી સોજો થઇ આવ્યો હોય તો તેમા પણ તે ઉપયોગી છે કેટલાક ચાળ રોગની અંદર તે વપરાય છે પણ ત્યા તેની માત્રા મોટી છે

વિશેષમા મુચ્છા, મસ્તક શુળ સળેખમ, ઉન્માદ અને વીંછીના વિષ ઉપર નવસાર આ રીતે અપાય છે નવસાર અને કળીચૂનો એ શીશીમા ભરી રાખી તેનુ મોઢુ બંધ કરી રાખવુ અને જરૂર પડે ત્યારે તે શીશીનુ મોઢુ ઉઘાડી સુઘાડવી એટલે ઉપલા દોષ નાશ થશે હીરાકસીના વિષ ઉપર અને કાચની ભુકી અન્નમા ગઇ હોય તો નવસારને ઘસી ઘીમા પાવો વાળા ઉપર નવસાગરની ભુકી કરી અર્ધો ટાંક ઘીમા નાખી આપવી અપસ્મારની ઉપર નવસાગરને ઠીંકણ રસમા ખરલ કરી તેનુ નસ્ય આપવુ નાળ ઉપર ગોળમા નવસાર આપવો

માત્રાઃ—૨ થી ૩ વાલ, નાળ ઉપર ૮ થી ૧૦ વાલ, ગળવાલન ઉપર ૨ થી ૪ વાલ, પોતાને માટે એક ભાગ નવસાર ને દશ ભાગ પાણી

---

# પરવાળાં (પ્રવાલ) CORAL

વર્ણન—સમુદ્રમા રહેનારા એક જાતના કીડા હોય છે તે સમુદ્રના તળીઆથી ઉંચી કાઢી પ્રવાલના ખડક બનાવે છે, એ ખડક વેલા પ્રમાણે હોય છે એટલે તેને પરવાળાના વેલા પણ કહે છે પરવાળાનો રંગ લાલ હોય છે ઔષધમા પ્રવાલની ડાળી વપરાય છે પરવાળા બે જાતના થાય છે એક ગુંદ ગોળાકાર જેના માળા વગેરે દાગીના કરવામા આવે છે તથા બીજી પ્રવાલની ડાળી જે રાતા રંગની તથા બબડીના કટકા જેવી બે શાખીઆવાળી હોય છે પાકેલા ગિલોડા

જેવા લાલ, ગોળ, લાંબા, સરળ, સ્નિગ્ધ અને અવ્રણુ મોટા એવા પરવાળા હોય તે સારા, જે રંગે પિત્તળ જેવા, પોના, બારીક, સછિદ્ર રૂક્ષ, કાળા, નાના તથા ધોળા હોય છે તે ઉપયોગી નહિ

**શોધન તથા મારણ**–પરવાળાને ત્રિફળાના કવાથ (કાઢા)મા સારી રીતે ઉકાળવાથી શુદ્ધ થાય છે અને શુદ્ધ પ્રવાલને અને તેની ડકલીને ગોમૂત્રની અંદર ખરલ કરી ગજપુટ દેવાથી તેની ભસ્મ થાય છે બીજી રીત શોધવાની એ છે કે મણિ, મોતી અને પરવાળાને જયતી (અરણી)ના રસમા દોલાયંત્ર વડે એક પહોર પચન કરવાથી તે શુદ્ધ થાય છે પરવાળાને લીંબુના રસમા ભીંજવી રાખવા અથવા દુધમા એક પહોર દોલાયંત્ર વડે પચન કરવાથી શુદ્ધ થાય છે. પરવાળાને મારવાની બીજી રીતો પણ છે, પરવાળાનુ બારીક ચૂર્ણ કરી તેને લીંબુના રસમા ઘુંટી વાસણમા મુકવુ આ પ્રમાણે લીંબુના રસની ત્રણ કિંવા સાત અને ગુલાબજળની સાત ભાવનાઓ આપવી એટલે પરવાળાની ભસ્મ થશે પરવાળાના ચૂર્ણને લીંબુના રસના સાત, કુવાર પાઠાના સાત અને ગુલાબજળના સાત એ પ્રમાણે સૂર્યપુટો આપવાથી ભસ્મ થાય છે

**અનુપાન**–૧ વસંતકુસુમાકર રસ ૨ પ્રવાલ ભસ્મ

**૧. વસંત કુસુમાકરરસ**–સુવર્ણભસ્મ અને કપૂર બબે તોલા, વગ લોહ અને નાગભસ્મ દરેક ત્રણ ત્રણ તોલ અભ્રક, મોતી અને પ્રવાલ એ દરેકની ભસ્મ ચચાર તોલા એ બધાને ભેળવી તેને દુધની, શેરડીના રસની, અરડુસીના રસની, લાખ અને વાળાના કવાથની કેળના ફુલ અને મોગરાના રસની, કમળના મૃણાલના રસની ને માલતીના રસની, એવી રીતે એ દરેકની જુદી જુદી ભાવના દેવી, ત્યાર બાદ કસ્તુરીને આકડાના પાણીમા ૧૨ કલાક ગળી, તે પાણીની ભાવના દઇ બબે રતીભારની તેની ગોળી વાળવી.

**૨. પ્રવાલ ભસ્મ**–અનાવટ ઉપર આપાઇ ગઇ છે

ગુણ–પૌષ્ટિક, શોધક અને મુખ્ય–વાયુ, ઉધરસ, કફ, પિત્ત, પાંડુ, તાવ, પ્રમેહ, દમ, વિષ, રક્તપિત્ત તથા ભૂતોન્માદનો નાશ કરે છે

**ઉપયોગ**–પ્રવાલનો ગુણ મોતીને મળતો છે જીર્ણમૂત્ર રોગ ઉપર ને છાતીના દરદની અંદર તેનો મુખ્ય ઉપયોગ છે ક્ષય અને જીર્ણ સસણીમા તે ફાયદો કરે છે તેથી શરીરમા પુષ્ટિ વધે છે, કૌવત આવે છે ને શરીરની કમકૌવતી દૂર થાય છે વસન્તકુસુમાકરની ગોળી સાકર, મધ અને ઘીની સાથે લેવાથી જીર્ણમૂત્રરોગ, જીર્ણપ્રમેહ, મધુપ્રમેહ, નપુંસકત્વ અને કમકૌવતીની અંદર ફાયદો થાય છે ને શુક્રદોષ દબાય છે. આ વસન્તકુસુમાકર રસ કુશાવલેહની સાથે શુક્રદોષમા બહુ અપાય છે

**પ્રવાલભસ્મનાં અનુપાનો**–જીર્ણજ્વર, શ્વાસ, હેડકી તથા કોષ્ટગત વાયુ વગેરે રોગોમા મધ અને હરડે આપવી

તાવ ઉપર કડુ, કરીઆતુ અને હરડેમા આપવી પિત્ત ઉપર દૂધ અને સાકરમા આપવી ધાતુ ક્ષય ઉપર પાકેલા કેળામા આપવી કૃશતા ઉપર પાનમા આપવી, તણખીઆ પ્રમેહ ઉપર ચોખાના ધોવરામણ અથવા ત્રિફળા અને મધમા આપવી, ધાતુપુષ્ટિને માટે ઘી સાકરમા આપવી, પ્રદર ઉપર ગાયના ધારોષ્ણ દૂધમા આપવી, વાયુમા તુળસીના રસ અને મધ સાકરમા આપવી, પિત્તકાસ ઉપર આદુના રસ અને સાકરમા આપવી રતાંધળા ઉપર ઉંદરની લીંડીઓ તુળસીના રસમા ઘસી તેમા ભસ્મ નાખી અંજન કરવુ, અસ્થિભગ્ન અને સંધિભગ ઉપર પ્રવાલ ભસ્મ મધમા આપવી પિત્તરોગ અને ભ્રમ ઉપર આમળાના મુરબ્બામા ઘી અને સાકર નાખી તેમા આપવી, કફ તથા મૂત્રકૃચ્છ્ર ઉપર ચોખાના ધોવરામણમા આપવી, ગર્ભિણીની ઉલટી ઉપર તાદળજાના રસમા આપવી, દાહ ઉપર વંશલોચન અને સાકરમા

આપવી, ઉષ્ણતા, દાહ અને ઇંદ્રિયની બળતરા ઉપર ચોખાના ધોવરામણમા મધ અને સાકર નાખી આપવી, આખોમાની ગરમી અને શરીર ઉપરની સુકી ખસ ઉપર ઘી અને સાકરમા અથવા ધારોષ્ણ દૂધમા સાકર નાખી આપવી, મસ્તકશૂળ ઉપર બદામની ખીરમા આપવી,

**ખીર કરવાની રીત:**—બદામ દસબાર લઇ તેને ગરમ પાણીમા પલાળી રાખી ઉપરના છોડા કાઢી કાપી નાખવી. પછી પાશેર ગાયનુ દુધ લઇ તેમા બે તોલા સાકર નાખી દેવી અને તેમા વાલભાર પ્રવાલ ભસ્મ નાખી આપવી એટલે મસ્તકશૂળ, પિત્તવિકાર અને નેત્ર સબંધી રોગ દૂર થઇ આખોને ઠંડક થશે અને શક્તિ વધશે પિત્તોદ્ભવ પાંડુરોગ ઉપર પ્રવાલ ભસ્મ ઘી સાકરમા આપવી.

**પથ્ય**—સંપૂર્ણ પિત્તકારક પદાર્થ વર્જ્ય છે.

**માત્રા**—ભસ્મ એક વાલ, વસંત કુસુમાકર રસ ૧ રતીથી ૧ વાલ

---

# પાપડીઓ ખારો (સંચોરો)

## CARBONATE OF SODA

**વર્ણન:**—પાપડખારની ઉત્પત્તિ સિંધ અને કચ્છ દેશમા થાય છે એનો રંગ ધોળો હોય છે.

**ગુણ**—પાપડખાર ગુણોમા જવખારને મળતો છે.

**ઉપયોગ**—વાળા ઉપર પાપડખારનુ ચૂર્ણ ત્રણ માસા નવટાંક દહીમા આપવુ એ પ્રમાણે દિવસમા ત્રણ ચાર વાર આપવુ. દિવસે ભોજન કરવુ નહિ, રાત્રે જમવુ એ પ્રમાણે એક દિવસ કરવુ.

બાળકોની સરસણી ઉપર ગોળમા ચણાની દાળ કરતા પણ ઓછો પાપડખાર નાખી તેમા જરાક દુધ નાખી પાવુ, તેથી ઉલટી થશે આ ઓસડ બે ત્રણ માસના બાળકને આપવુ નહિ.

પેટ દુખી—પીડા ઉપર લીંબુના રસમા પાપડખાર વાલ કિંવા બે વાલ નાખી આપવો

ગડમાળ અને ખરજવા ઉપર પાપડખાર અને કળીચૂનો એકઠો કરી લેપ કરવો જેથી કરી નવીન વિકાર જલદીથી દૂર થાય છે.

---

# પારદ (પારો) MERCURY

**વર્ણન**—પારો એ આર્ય રસાયનમા સૌથી ઉત્તમ રસાયન ગણાય છે. તેનુ નામ રસ છે અને જેમા તે આવે છે તે બધી બનાવટો રસાયનની ગણાય છે. સસ્કૃત વૈદ્યકારો જેવો પારાનો બહોળો ઉપયોગ કરે છે તેવો બીજી એક ધાતુનો કરતા નથી પારો ખાણમાથી નીકળે છે પારામા કલાઇ, સીસુ, મળ, અગ્નિ, ચાચલ્ય અને વિષ એ અસહ્ય દોષ સ્વાભાવિકજ રહે છે પાણી પ્રવાહી, વજનદાર અને ખાખી રગના પદાર્થ છે તેમા તેજ બહુ થાય છે ભુખરા, પીળા કે કોળા રગનો પારો અશુદ્ધ ગણાય છે પારાનુ શોધન કર્યા સિવાય તેને ઉપયોગમા લેવો નહિ ઔષધની અદર તેનો ઉપયોગ કરવાને માટે તેમાથી તેમા મળેલી બીજી વસ્તુએ કાઢી નાખવી જોઇએ

**શોધન:**-પારાને શુદ્ધ કરવાને કોઇ જગ્યા અરાઢ, અને કોઇ જગ્યાએ આઠજ સસ્કાર કહ્યા છે,

(૧) સ્વેદન (૨) મર્દન (૩) મૂર્છન (૪) ઉત્થાપન (૫) પાતન (૬) બોધન (૭) નિયમન (૮) ગગન ભક્ષણ (૯) સચારણ (૧૦) ગર્ભદ્રુતિ (૧૧) બાહ્યદ્રુતિ (૧૨) સદીપન (૧૩) જારણ (૧૪) ગ્રાસ (૧૫) સારણ (૧૬) સક્રમણ (૧૭) વધવિધિ (૧૮) શરીર યોગ એ રીતે અરાઢ સસ્કાર છે.

પારદ સસ્કારમા વિશેષત (૧) સ્વેદન (૨) મર્દન (૩) મુર્છન (૪) ઉત્થાપન (૫) પાતન (૬) બોધન (૭) સયમન (૮) પ્રદીપન એ આઠ સસ્કારજ સર્વોત્તમ છે માટે અત્રે એ આઠનુજ વિધાન આપવામા આવે છે

૧, **સ્વેદન**-સુઠ, મરી લીંડીપીપર, રાઈ, મીઠુ, હળદર, ચિત્રક, આદુ, બળદાણા, ગળોગી નાદણજો, સાટોડી, મરડાશીંગ, ચીત્રક અને નવમાગર એ સવ પદાર્થો પારાના ષોડશાશ લઇ ધાન્યામ્લમા વાટવા તથા કલ્ક વડે વસ્ત્ર ઉપર આગળ ભર જાડો લેપ કરવો પછી તેમા પારો બાધી ધાન્યામ્લમા (કાંજીમા) દોલાયત્ર કરી એક દિવસ બાફવો એટલે સ્વેદિત થાય છે

૨ **મર્દન**-ઘરની ઇંટનુ ચૂર્ણ, હળદર, ધૂમાસ, કામળાનો ગર્ભ અને લીંબુના રસમા પારાને ત્રણ દિવસ સુધી મર્દન કરવા એટલે નિર્મળ થાય છે તેને વસ્ત્રમા બાંધી કાંજી વડે મળ નાખવા

૩ **મૂર્છન** પારાના મળને કુવાર નાશ કરે છે અને ત્રિફળા દાહને શાત કરે છે અને ચીત્રકમળ વિનાશ કરે છે માટે પ્રયત્ન પૂર્વક મિશ્રિત પારો એકેકના રસમા સાત સાત વખત મર્દન કરવો એટલે મૂર્છિત થાય છે

કુવાર, ચિત્રક રાતી રાઇ, રીંગણી, અને ત્રિફળાનો ક્વાથ કરી તેમા ત્રણ દિવસ પારા મર્દન કરવો એટલે સમ કચુકથી મુક્ત થાય છે

૪ **ઉત્થાપન** પારાને લીંબુના રસમા નાખી ગરમીમા ગરમ ઘુટવો તથા સુકાયા પછી ડમરૂ યત્રમા ઉર્ધ્વ પાતન કરવુ

૫ **પાતન**-(ઉર્ધ્વપાતન) ત્રણ ભાગ પારો અને એક ભાગ રાઇનુ ચૂર્ણ એ બન્નેને કિંચિત લીંબુના રસમા નાખી ગોળો થાય ત્યા સુધી ઘુટવુ તથા ડમરુ યત્રમા ચાર પહોર મધ્યમાગ્નિ આપવો અને યુક્તિએ ઉપરના વાસણને લાગેલો પારો કાઢી લેવો (અધઃપાતન)

પારો, ત્રિફળા, ચીત્રક, સરગવા, મીઠુ અને ગર્ઈ એ સર્વ એકઠા કરી ખરલ કરવા પારો તેમા મળી ગયા પછી ડમરુ યંત્રના બે પાત્રો લઇ ઉપરના પાત્રને લેપ કરવા, નીચેના વાસણમા પાણી નાખવુ તથા સન્ધિ લેપ કરી જમીનમા પુરવુ અને ઉપર અગ્નિ કરવા એટલે પારો નીચેના પાણીવાળા વાસણમા એકઠો થાય છે

(નિર્યકપાતન એ સરખા બેમના મોઢાની હાડલી લઇ એકમા પારો અને એકમા પાણી ભરવુ અને વાકી કરી જોડવી અને સન્ધિમા લેપ કરી પાણી ભરેલા વાસણને ચુલા ઉપર યુક્તિથી આડુ મુકવુ અને તેની નીચે અગ્નિ કરવો એટલે પારો પાણીમા પ્રવેશ કરશે

૬ **બોધન** -પૂર્વોક્ત પ્રકારે શોધેલો પારો પંઢ થાય છે, એટલે તેના શક્તિ વધારવા માટે તેને ભજવન, સિધવ અને પાણીમા પચન કરવો.

૭ **નિયમન** - મોરી મુગનવેલ (સર્પાક્ષી) આમલી, ચાકણી કકોડી, ભાંગરો, નાગરમોથ અને ધતુરાના રસમા કિંવા કાઢામા ત્રણ દિવસ મન્દાગ્નિ ઉપર પચન કરવાથી નિયમ થઇ સ્થિર થાય છે

૮ **સદીપન** -હીરાકસી અને પચનત્રણુ લઇ તેના ઉપર વાર ચાર લીંબુનો રસ નાખતા જવુ, પછી સિધવના ગાગડાને કોરી તેમા સિંધવયુક્ત પારો નાખી તે ઉપર પૂર્વોક્ત સિધવ અને લાગુ લગાવી, તે ઉપર આદુ ભાગમા માટી ચોપડવી પછી ગલ, મરી સરગવાના અને કડવા સરગવાના બીઆ તથા ટકણખારને એકત્ર વાટી માટલામા મેલવી તે કાઢામા દોલાયંત્ર વડે ત્રણ દિવસ પચન કરવો એટલે તે પારાના જારણ સસ્કારમા દીપન થાય છે

**પારો શોધવાની બીજી રીત** —અર્ધાશેર રાઇ અને અર્ધાશેર લસણના ફોતરા ઉતારેલ કળીઓ વાટી બે મુસ તૈયાર કરવા રાઇને જેમ વધારે સારી રીતે વટાશે તેમ તે વધારે ચીકાશ પકડે છે માટે તે બન્નેને સારી પેઠે મેળવી તેમાથી અર્ધ આઝેરો ગોળો લઇ તેનુ એક

મુસ કરવુ. બાકીના લોઢાનુ બીજુ મુસ કરી એક મુસમા પારો ભરવો ને ઉપર બીજુ મુસ મૂકી તેને બરાબર મેળવી દેવુ. આથી રાઇ અને લસણના પોલા દડાની અંદર પારો આવી જાય છે પછી તે દડાને એક જગન્નાથીના કોરા કટકામા બાંધી તે કટકાને છેડે તે બાર ઝીણે એવો જાડો દોરો બાધવો બાદ એક માટીનુ મોટુ માટલુ લઇ તેની અંદર આકડેશેર કાંજી ભરવી, માટનુ આકડેશેર કાંજી નાખના આશરે અડધા ઉપરાન્ત ભરાય એવડુ લેવુ પછી તે પારદવાળો દડો માટલામા કાંજીથી ઉંચે રાખી તેના મોમા બેસતી આવે એવી બાજી દોણી લઇ તે ઉપર સરખી બેસાડી દેવી. દોણી બેસાડતા તેના તળાના મધ્યમા એક છેદ પાડવો, કે જેમાથી પારદવાળી પોટલીએ બાધેલો દોરો બહાર કાઢી શકાય, એક દાતણુ તે છેદ આડુ રાખી તે દાતણે પેલા દોરડાની સખ્ત ગાઠ વાળી રાખવી આથી તે પોટલી અંદર લટકી રહે છે અને નીચે કાંજીમા પડવા પામતી નથી પછી તેનુ મોટુ બધ કરી માથે માટી લગાડવાથી તેમજ દોણીના તળાના છેદ ઉપર જ્યાં દાતણુ રાખ્યું હોય છે ત્યા પણ માટી લગાડી દેવી કે જેથી વરાળ ત્યાથી પણ નીકળવા પામે નહિ ને નીચે ધીમો ધીમો તાપ આપવા, આથી કાંજીમાથી વરાળ ઉપજ થાય છે ને તેથી અંદરનો પારો બફાય છે, આવી રીતે ઝીણો ઝીણો તાપ ત્રણ દિવસ સુધી આપવો, તાપ બિલકુલ આકરો કરવો નહિ, જો તાપ આકરો થયો ને વરાળનો જોસ વધ્યો તો તે આપણી કરેલી મુખમુદ્રાને ઉખેડી નાખશે. વળી પારદનુ પોટલુ કાંજીમાં બુડ રાખવુ નહિ કારણકે આપણે પારદનુ સ્વેદન કરવુ છે, કાંઇ તેને કાંજીમા ઉકાળવો નથી કેટલાક લોકો પારદની પોટલી ટાગવા સારૂ ઉપર છેદ કરવાને બદલે બે પડખે બે છેદ કરે છે ને તે મોસરૂ દાતણુ કાઢે છે, પણ આ નકામી કુટ છે, કારણકે વરાળ ન જાય તેટલા માટે પાછા તેના મોઢા બધ કરવાની જરુર પડે છે ત્રણ દિવસ પછી જ્યારે તે હાડલુ એની મેળે ટાઢુ થાય ત્યારે ઉતારી લેવુ ને મુખમુદ્રા ઉખેડી

તેમાથી પોટલુ લઇ છોડવુ તે મુસની તળે એક સળી ખોસવાથી તેની અદરથી પારદ નીચે રાખેલા ઠામમા નીકળી આવશે આ પારદ ઘણોજ સ્વચ્છ અને ચકચકીત થએલો હોય છે. આગલા પારામા જે ધુળની કપોટી કે થર જેવુ હતુ તે દૂર થઈ ગયુ હોય છે, તેમા ઘણોજ ચળકાટ હોય છે ને તેમા જોવાથી આપણુ પ્રતિબિમ્બ સ્વચ્છ રીતે દેખાય છે જેણે આ રીતે સ્વેદન કરેલો પારો નજરે જોયો છે તેનુ મન સાક્ષી પૂરે છે કે હવે આ પારો ખરેખરો સ્વચ્છ અને નિર્મળ થયો છે તે મુસની પોલ ઉઘેડી જોતા તેની અદર પારદનો મેલ જામી ગએલો દેખાય છે આવી રીતે સ્વેદન કરેલા પારદનુ પછી ચાર દિવસ સુધી મર્દન કરવુ. પહેલે દિવસે કુવારના રસથી, બીજે દિવસે ચિત્રાના કવાથથી, ત્રીજે દિવસે કાકમાચીના રસથી, તથા ચોથે દિવસે ત્રિફળાના કવાથથી કુવારના લફરાની ઉપલી લીલી છાલ કાઢવાથી તેમાથી ધોળો સફેદ સ્ફાટિક જેવા ગર્ભ નીકળે છે અને તેજ કુવારનો રસ છે. પાચ ૭ કટકા આશરે છચ છ ઈંચના હોય તો શેર એક પારામા પુરતા થઇ રહે છે જ્યારે કુવારનો રસ પડે છે ત્યારે તરતજ એક રસ જે પારાનો પ્રવાહી હતો તેના છુટા બારીક દાણા પડી જાય છે આ બધા દાણા શુદ્ધ પારાના જેવા ચળકે છે અને દરેકની અદરથી પ્રતિબિમ્બ જણાઈ આવે છે કુવારના રસ અદર સારી પેઠે મર્દન કરવુ, પછી જેમ જેમ કુવારનો રસ તેની અદરથી સુકાતો જાય છે તેમ તેમ તે દાણા પાછા ભળતા જાય છે અને પાછો બધો પારો મળી જાય છે ચિત્રાના કવાથથી, કાકમાચીના રસથી તેમજ ત્રિફળાના કવાથના મર્દનથી પણ તેવીજ રીતે દાણા પડે છે અને તે શુદ્ધ થતા તે પાછી મળી જાય છે આવી રીતે મર્દન થએલા પારાને કાજીથી ધોઈ નાખવો ત્યાર બાદ પારાને ખરલની અદર નાખી તેમા પારાથી અરધુ સિધાલૂણ નાખવુ અને તેને એક દિવસ લીબુના રસમા ખલ કરવો પછી રાઇ લસણ અને

નવસાર એ બધી ચીજો પારાની બરાબર લઇ તેમને અને પારાને કમોદના વરાળના કાઢામા સારી પેઠે ઘુટવા અને જ્યારે તે સુકાઇ જાય ત્યારે તેની ચાનકી કરવી અને તે ચાનકીને હીંગનો લેપ કરવો આ ચાનકીને એક હાડલીમા મૂકી તે ઉપર મીઠુ નાખવુ ને તે હાડલીના મોઢા ઉપર બીજી દોણી મૂકી તેમને કપડ માટી કરવા ત્રણ પહોર સુધી ખૂબ આકરો તાપ આપવા ને ઉપલા દોણકા ઉપર ટાઢા પાણીના પોતા મુકવે જવા તેથી તે દોણકાની તળે પારો જામી રહેશે આ શુદ્ધ થએલો પારો સર્વોત્તમ છે અને તે ઔષધમા વપરાય છે

આ સિવાય હીંગળાને લીંબુના રસમા મર્દન કરી ઉર્ધ્વ પાતન રીતિએ તેમાથી પારો ખેચવામા આવે છે ઉપલી ગમ માટીના પ્યાલામા પારાની બારીક કણીકાઓ જામી રહે છે તે ઉખેડી મર્દન કરવાથી પારાનો રસમય પદાર્થ મળી આવે છે આ પારો શુદ્ધ છે અને આવી રીતે ખચેના પારાની પુનશુદ્ધિ કરવી રહેતી નથી હીંગળો એ પારદ અને ગધકનુ બધારણ છે અને જ્યારે તમાથી પારદ ખચાઇ જાય છે ત્યારે તેને ઠેકાણે ગધક અગર બીજો તેની સાથે જે પદાર્થ મળેલો હોય છે તેની રાખ પડી રહે છે આ રાખ પણ વારા, ગુમડા ઉપર ચોપડાય છે

આવી રીતે તૈયાર થયા તે શુદ્ધ પારો છે અને જ્યા શુદ્ધ પારો વાપરવાનુ લખ્યુ હોય ત્યા આ બેમાથી એક રીતે શુદ્ધ કરેલો પારો લેવો

**હીંગળોકમાંથી પારો કાઢવાની રીત**—હીંગળોકને એક પહોર લીંબુના રસમા ખરલ કરી ડમરૂયત્રમા નાખી નીચે ચાર પહોર અગ્નિ કરવો એટલે પારો ઉપર જઈ ચોટે છે તે પારો શુદ્ધ જાણવો તેને સપૂર્ણ કામમા યોજવા

**બનાવટ**—૧ પારદ ભસ્મ ૨ રસસિન્દુર ૩ રસપર્પટિ ૪ પચામૃત પર્પટિ ૫ ચિતામણિ ચતુર્મુખ ૬ સપ્ત શાલીવટી ૭ વન્હિરસ ૮ ત્રિવિક્રમ રસ ૯ નવિન કુમાર કુઠાર

**પારદ ભસ્મ** — પારદ ભસ્મ કરવાની અનેક રીતો છે તેમાંથી આગળ બાબતો અત્રે આપવામાં આવે છે

(૧) શુદ્ધ કરેલો પારદ અને ગંધક અનેનો સમ ભાગે મેળવી તેની કજ્જળી કરવી આ કજ્જળીને કડાઇમાં ગેરી ગાળવી તેથી શુદ્ધ પારદભસ્મ થાય છે આ કજ્જળી જ્યાં પારદભસ્મ વાપરવાનું લખ્યું હોય ત્યાં વપરાય છે

(૨) વાંઝણી કનાડાના કંદમાં નાગરવેલના પાનનો રસ મુકી અને તેમાં પારો મુકવો આકડાનો કંદ ઉપર બેસાડી પારાના સંપુટમાં મુકી સંધિ લેપ કરી પુટ આપવા એટલે ભસ્મ થશે

(૩) પારો અને અભ્રક વડના ચીકમાં બે પહોર સુધી ખલ કરવા અને વડના લાકડાનો અગ્નિ આપવાથી પારદ ભસ્મ થશે

(૪) કડવી તુંબડીના કંદને કોતરી, પારો મુકવો અને ઉપર આકડાનો કંદ બેસાડવો પારા ભેગું સ્ત્રી દુગ્ધ રેડવું તેને સંધિ લેપ કરી છાણાના અગ્નિથી સાત વાર પચાવવાથી પારાની ભસ્મ થશે.

(૫) કાળા અઘેડાના બીજ અને પુષ્કર બીજ એનું ચૂર્ણ કરી માટીની મુસમાં તળે ઉપર ચૂર્ણ મુકવું અને વચ્ચે પારો મુકી ઉપર બીજી મુસ ઉંધી પાડી સંધિ લેપ કરી પુટ આપવાથી પારાની ભસ્મ થશે.

(૬) પારો કોરંટના રસમાં મેળવી તડકે રાખી ખલ કરવો એટલે ભસ્મ થાય છે તે સર્વ કામમાં યોજવા

(૭) પારાને કલેળામાં નાખી તળે દીપાગ્નિ કરવો અને આકડાના પાનના રસનો વારંવાર ચોવો આપતા જવું તેથી ત્રણ પ્રહરમાં ભસ્મ થશે

(૮) પારામાં ફટકડી, સિંધવ, અઘેડાના મુળ એ પદાર્થ ક્રમ વૃદ્ધિથી લઇ ચતુર્થાંશ કાજી મેળવી ઘુંટવું એટલે બદ્ધ થાય છે. પછી

કમરૂ યંત્રમા ચુલા ઉપર મુકી અહોરાત્ર હલકા અ ા આપવો એટલે ઉપરના માટલાને કપુર સરખી ભસ્મ ચોટશે તે લઈ લેવી તે સર્વ રોગ ઉપર આપવી અને વાજીકરણ યોગથી સપૂર્ણ કાર્ય કરશે અને કાન્તિ તથા પુષ્ટિ આપશે

(૯) શુદ્ધ પારો એક ભાગ, વચ્છનાગ ચતુર્થાશ, ગંધક અષ્ટમાશ, એકત્ર કરી લીંબુના રસમા ખલ કરવો સુકાયા પછી થોરના દુધના ત્રણ પટ આપવા પછી આકડાના દુધના પુટ પારો ઘટ થતા સુધી આપવા અને થાળીમા મીઠું ભરી તેમા પેનો પારાનો ગોળો મુકી ઉપર ભરી સુધી મીઠું ભરવુ અને ઉપર બીજી થાળી ઉંધી પાડી સધિ લેપ કરી ચુલા ઉપર ચાર પહોર અગ્નિ આપવો શીત થયા પછી શુદ્ધ મનમા સફેદ ઉપરના ઢાકણાને લાગેલા પારાની ભસ્મ કાઢી લેવી તે યોગવાહી છે સર્વ રોગ ઉપર આપવી

(૧૦) લોઢ પાત્રમા પારો અને નીચે ગધક મુકી તે નીચે બાર પહોર અગ્નિ કરવો અને તે ઉપર વારવાર યોર અને આકડાનુ દુધ નાખતા જવુ અને એરના લાકડાના ઘુટાથી ઘુટતા જવુ એટલે ભસ્મ થશે તે એક ગુજ રોગોક્ત અનુપાનથી આપવી આ ભસ્મ કાન્તિ, પુષ્ટિ, બલ, વીર્ય અને અગ્નિને વધારે છે

(૧૧) પારો, ગધક, સમભાગ લઇ કુકરકદના રસમા મર્દન કરી ગજપુટ આપવાથી પીતવર્ણ ભસ્મ થશે તે વલી અને પલિતનો નાશ કરે છે

(૧૨) ગધક, ધુમસાર, પારો નગોડ અને કુવારના રસમા ખલ કરવો અને પુટ આપવો જેથી પાગની કાળી ભસ્મ થશે, એના વિષયમા એમ કહેવાય છે કે તે દેવતાને પણ દુર્લભ છે

**પારદ ભસ્મની પરીક્ષા**–મરેલો પારો તેજરહિત, હલકો, — અને અગ્નિ ઉપર કરી ઉડતો થતો નથી તેને મૃત જાણવો.

**૨. રસ સિંદુર**—એ પણ એક પારાની બનાવટ છે શુદ્ધ ગંધક અને શુદ્ધ પારદ સમભાગે લઇ તેની કજ્જલી કરવી અને તેને વડના કુપળીઆના રસમા ત્રણ દિવસ સુધી મર્દન કરવુ. ત્યાર બાદ તેને અગન શીશીમા નાખી કપડ માટી કરી વાલુકા યત્રની અંદર બાર કલાક સુધી પકડવુ. આથી શીશીને ગળે ગના ચળકના કપોટા જામી જશે તે રસ સિંદુર રસ સિંદુર બનાવવાની બીજી રીત એ છે કે ૧૦૦૦ લીંબુના રસમા સુંઠ, મરી, પીપર, રાઇ, સામરલુણ, ચીત્રક, હીંગ એ સર્વે ઓસડો નાખી દિન ૨૧ સુધી આ રસમા પારાને ખલ કરવો ત્યારે એ પારો શુદ્ધ થશે એ શોધેલો પારો તોલા ૨૦ લઇ અને શોધેલો આમલાસાર ગંધક તોલા ૨૦ લઇ, અને નવસાર ટાંક, અને ફટકડી ટાંક બે લઇ સર્વેને દિન ૨ ખલવા પછી અગન શીશીને કપડ માટી સાત દઇ એ શીશીમા ઓસડો ભરી, પછી શીશીનુ મોઢુ બંધ કરી વાલુકા યત્રમા મીઠી મુકી, તેને ભઠ્ઠીપર ચઢાવી, નીચે ક્રમશ મંદ, મધ્યમ અને તીક્ષ્ણ અગ્નિ મળે એવી તરેહ બત્રીસ પહોરનો અગ્નિ દીધા પછી પોતાની મેળે ટાઢો પડે એટલે શીશીને વાલુકા યત્રમાથી કાઢી લઇ પછી શીશીમાથી એ રસસિંદુરને કાઢી રતી એક નિત્ય પાનની સાથે ખાય અને પથ્યથી રહે તો જુદા જુદા અનુપાન દ્વારા સઘળા રોગો એ વડે દુર થાય છે ભુખ લાગે છે અને શરીર પુષ્ટ બને છે

**૩. રસ પર્પટિ**—શુદ્ધ પારદ અને શુદ્ધ ગંધકને લોઢાની કડાઇમા ઘી ભુરી તેમા ઉકાળવા અને જ્યારે રસ થાય ત્યારે છાણના ગોર ઉપર પાથરેલ કેળના પાન ઉપર તેને ઢાળી દેવો ને માથે કેળનુ પાન મુકી છાણનો ગોર નાખવો ઠરે ત્યારે કાળા રસના કપોટા જામી ગએલા માલમ પડશે–તેનુ નામ રસપર્પટિ

**૪ પંચામૃત પર્પટિ**–શુદ્ધ ગંધક અને શુદ્ધ પારદ બન્ને ચચાર તોલા, લોહભસ્મ બે તોલા, અભ્રકભસ્મ એક તોલો અને તામ્રભસ્મ

૦। તોલો- એને બરાબર ખરલમા મેળવી લોઢાની કઢાઈમા રસ કરી તેને રસપર્પટિની માફકજ ઢાળી દેવા જે તૈયાર થાય તેનુ નામ પચામૃત પર્પટિ

૫ **ચિન્તામણિ ચતુર્મુખ**–રસસિંદુર ૨ તોલા, અભ્રકભસ્મ ૨ તોલા, લોહભસ્મ ૧ તોલો અને સુવર્ણભસ્મ ૦॥ તોલો એ બધાને કુવારના રસમા ખલ કરી બબે રતિ ભાર ગોળી કરવી

૬ **સમશાર્કીવટી**–શુદ્ધ પારદ અને ગંધક બન્ને અર્ધો અર્ધો તોલો, અકલકરો એક તોલો અને મધ દોઢ તોલો લઇ ખુબ મર્દન કરવુ પારદના બીંદુ અદૃશ્ય થયા પછી તેની ૦। રુપીઆભારની ગોળી કરવી

૭ **વન્હિહરરસ**–શુદ્ધ પારદ ૪ ભાગ, શુદ્ધ ગંધક, હબાદર, અને ત્રિફળા એ દરેક ત્રણ ત્રણ ભાગ, સુંઠ, મરી, પીપર, દન્તીમૂળ અને ચીત્રક એ દરેક આઠ આઠ ભાગ એ બધાનુ બારીક ચૂર્ણ કરી તેમને અરણીના અને ભાગરાના રસની ભાવના દઇ તેની એરંડીઆ તેવમા ગોળી કરવી,

૮ **ત્રિવિક્રમ રસ**–શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક અને તામ્રભસ્મ એ દરેક સમભાગે લઇ તેને નગોડના રસની ભાવના દેવી અને તેના કલ્કને વાલુકાયંત્રમા ત્રણ તાપ આપવો

૯ **ગલિત કુષ્ટ કુઠાર**–પારદ ભસ્મ, ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ, ગુગળ, ત્રિફળા, બનાન, લીમડો, ચિત્રક અને શિલાજીત એ બધી ચીજો એકેક ભાગ અને કરંજ બીજ અને અભ્રકભસ્મ એ બન્ને તે બધાના સમગ્ર વજનથી ચચાર ગણું, તે બધાને બરાબર મેળવવા અને તેની ઘીમા ગોળીઓ કરવી

ગુણ–વૈદ્યક શાસ્ત્રોમા પારદ ભસ્મના ગુણો કલ્પનાતીત છે કેટલીક વાર અતિશયોક્તિ પણ થએલી છે છતા એટલુ તો સ્વીકારવુજ પડે છે

. કે પારદભસ્મ એક સર્વોત્તમ ચમત્કારિક રસાયન છે આર્ય ઔષધમા જેવો પારદનો બહોળો ઉપયોગ થાય છે તેવો બીજી એકે ધાતુનો કરવામા આવતો નથી મૂર્છિત પારો રોગ નાશક છે પારદભસ્મ તારૂણ્ય, બુદ્ધિ, દૃષ્ટિ, પુષ્ટિ અને કાન્તિ અર્પ છે "પારદભસ્મ દેહવૃદ્ધિ કારક અનેક વ્યાધિનાશક, પુષ્ટિકર, મૃત્યુનાશક, કંપાયુકારક સપૂર્ણ રોગ દૂર કરનાર અને રાજયક્ષ્માનાશક છે "આ ભસ્મ નાગરવેલના પાન સાથ લેતી એટલ સઘળા રોગનો નાશ થાય છે' એવુ કેટલાક શાસ્ત્રકારોનુ કહેવુ છે પારદ રેચક અને પૌષ્ટિક છે

**પારદ ભસ્મ-ભક્ષણમાં-કાળ**-પારદભસ્મ પ્રાત કાળમા ભક્ષણ કરવી અને બપોર થયા પછી પથ્ય કરવુ પરન્તુ ત્રણ પહોર જવા દેવા નહિ

**પારદ ભસ્મ-ભક્ષણ પથ્ય**-પારદ ભસ્મ સેવન કરનારે ઘી દૂધ, મગનુ ઓસામણ, ડાંગરના ચોખાનો ભાત, બિંડાનુશુ, સુંઠ, કારેલાનુ શાક, મેથી જેવા આનાજનો જે કમેરુ હોય છે તે, ગરમળ, સારો ડીલી ભાજી, તાંદળજાની ભાજી, ચદન બટવો (મુસલમ ભડોચી ભાજીના નામથી ઓળખાય છે) એ ચીજોનુ સેવન કરવુ વળી તૈલાભ્યગ સાથે સુખોષ્ણ જળથી સ્નાન પણ શુભકર છે વગણ, કારેલા અડદ, મસુર, મીઠુ, તલ, માસ, કાજી, કેળા, કડવા પદાર્થ કોળુ, કરમદા, બોર વગેરેનો ત્યાગ કરવો

**ઉપયોગ**-પારદની અંદર અનેક ગુણ રહેલા છે અને તેથી તેનો તમામ રોગ ઉપર ઉપયોગ થઇ શકે છે પારો ચાર જુદા જુદા રૂપમા તૈયાર કરવામા આવે છે પણ તેનો ઉપયોગ બહુધા બે રીતેજ થાય છે ૧, પારદ કજ્જળી અથવા કૃષ્ણભસ્મ ૨ રસસિન્દુર અથવા રક્તભસ્મ આ બે રીતેજ પારાનો ઘણો ખરો ઉપયોગ કરવામા આવે છે. ૩ શ્વેત ભસ્મ અથવા રસકપૂર બનાવવાની કડાકુટમા વૈદ્યો પડતા

નથી કારણુ કે તે બજારમા તૈયાર મળે છે, તેનો ઉપયોગ તેના ખાસ વિષયમા આપવામા આવ્યો છે ૪ **પીતભસ્મ** – પારદ અને ગધકની સમભાગ કજ્જળીને સાત દિવસ સુધી ભાંય આમળાઓને હસ્તિશુડિના રસની ભાવના દઇ તેને મુસમા નકી વાલુકા યત્રની અદર બાર કલાક સુધી તાપ આપવો આથી તેની પીળી ભસ્મ થાય છે આ બનાવટ પણુ વૈદો કરતા નથી તેમ વાપરતા નથી ઉપર જણાવી ગયા તેમ પારાનો મુખ્ય ઉપયોગ પારદ કજ્જળીના અને રસસિન્દૂરના રૂપેજ કરવામા આવે છે

પારાની અદર છએ રસ રહ્યા છે અને તે ત્રણે પ્રકૃતિની જુદી જુદી અગર તેમાની કોઇ બેની અગર તે ત્રણેની સયુક્તિ વિકૃતિને મટાડે છે તેજરે ઔષધોની સાથે તેને મેળવવામા આવે તેને ઔષધોના ગુણુમા તે વૃદ્ધિ કરે છે

પારદ તમામ જાતના જ્વર ઉપર લાગુ પડે છે સતત અને સતત જ્વરમા તે સારી પેઠે લાગુ પડે છે પારદ કજ્જળી લેવાથી ઝાડો સાફ આવે છે અને સાધારણુ તાવ પોચો પડે છે એક ભાગ પારદ ભસ્મને ત્રણુ ભાગ ખાંડમા મેળવી તેમાથી એક કે બે રતી માત્રા આપવાથી બાળકોને એક બે દસ્ત સાફ આવે છે, પેટનો ભાર મટે છે અને સાધારણુ તાવ પોચો પડે છે નવીન જ્વરને માટે જે જુદા જુદા રસ સસ્કૃત પુસ્તકમા કહ્યા છે તેમા પારદ આવે છે તેમજ જીર્ણ જ્વર ઉપર લાગુ પડતી તમામ પર્પટિઓમા પણુ પારદ હોય છે જીર્ણ જ્વરની અદર દર્દીને ટોનિક આપવાની જરૂર છે, જે ગુણુ પારદમા સારી રીતે રહેલો છે પારદની જે બે બનાવટો બહુધા વપરાય છે તેમા કજ્જળી મુખ્ય તે કરીને શોધક ગુણુને માટે વપરાય છે અને રસસિન્દૂર પૌષ્ટિક ગુણુને માટે વપરાય છે જીર્ણજ્વર જ્યારે નવો પણુ અમુક સ્થાનમા રહેલા થોડી ઘણી વિકૃતિથી આવે છે ત્યારે કજ્જળી સારુ કામ કરે છે આ થોડી વિકૃતિથી શરીરમા કાઇ બહુ હાનિ થતી નથી

પણ જુદા જુદા ઉપદ્રવો જણાઈ આવે છે કસ્તૂરી આ બધા ઉપદ્રવોને સારી રીતે દબાવે છે જ્યારે લોહી વિકૃતિથી આખુ શરીર ગોરાઈ જાય છે અને દિનપર દિન ઘટતુ જાય છે ત્યારે રસસિન્દુર બહુ મદદ આપે છે કસ્તૂરી શરીરના પિત્તાધિક્ય દોષનુ શમન કરે છે, અને રસસિન્દુર કફાધિક્ય દોષનુ શમન કરે છે પૈત્તિક (પિત્તના) દોષનુ શમન કરવાના તેના ગુણમા વૃદ્ધિ થવા માટે કસ્તૂરી સાથે સારક અને પિત્ત-શામક ચીજો મેળવાય છે અને કફાધિક્ય દોષ શમન કરવા માટે રસસિન્દુર સાથે ખાસ પૌષ્ટિક અને કફનાશક ચીજો મેળવવામા આવે છે વાતાધિક્ય દોષ ઉપર કસ્તૂરી અને રસસિન્દુર બન્ને જુદી જુદી રીતે અસર કરે છે અને વાતાધિક્ય દોષ શમન કરવા માટે તે બન્ને સાથ ઉષ્ણ અને વાતહર દવાઓ મળવાય છે ઉષ્ણ અને વાતહર દવાઓ મેળવી આપવાથી વાત વ્યાધિની અંદર પ્રથમ કસ્તૂરીથી લોહીનુ શમન થાય છે અને કસ્તૂરી સાથે રહેલી વાતહર અને ઉષ્ણ દવાઓ વાત પ્રકૃતિના શુદ્ધ પણુ ક્ષીણાશને સતેજ કરી તેને તેના યોગ્ય પ્રમાણમા લાવે છે રસસિન્દુર સાથે ઉષ્ણ અને વાતહર દવાઓ આપવાથી વાત-વ્યાધિની અંદર પ્રથમ રસસિન્દુરથી તેનો જે કાંઈ ક્ષીણતાનો ભાગ હોય તે દૂર થાય છે, અને જે પરમાણુ જતા રહ્યા હોય અગર ઘટી ગયા હોય તે તેથી પાછાં આવે છે અગર વધે છે, અને તેની સાથે રહેલી ઉષ્ણ અને વાતહર દવાઓ પ્રથમ જતા રહેલા પણ પાછળથી રસસિન્દુર વડે પાછા આવેલ અને તેથી તેના શુદ્ધ પણુ ક્ષીણાશને સતેજ કરે છે વાત પ્રકૃતિ એટલે શરીર પર આધાર રાખનારી પ્રકૃતિ અને વાત-વ્યાધિ એટલે વાત, અને જ્ઞાનસ્થાનમા ફેરફારથી થતા રોગ આ સિવાય સધિવા, નજલો, કોઈ પણ ભાગનુ અકડાઈ જવુ, શૂળ, ચસકા વિગેરે પણ વાત વ્યાધિમા ગણાય છે વાત વ્યાધિના તેના ચિન્હ રૂપરથી બે વિભાગ થઈ શકે છે જે જે વાત વ્યાધિમા જકડાઈ જવુ, શૂળ, અને સોજો હોય ત્યા કસ્તૂરી સાથે ઉષ્ણ અને વાતહર દવાઓ

અપાચ છે, અને જે વાતવ્યાધિમાં ખાસ મગજમા કાઇ કરકાર થએનો હોય છે અને જ્યા કપ, અને ગતિ મતિનો ભ્રમ પ્રાધાન્ય રૂપે રહેલા છે, ત્યા ઉષ્ણ અને વાતહર દવાઓ સાથે રસસિન્દૂર કામનો છે કજ્જળી વાત વ્યાધિમા લોહીની સાથે મળેલા દુષ્ટ પદાર્થોને દૂર કરી ફાયદો કરે છે અને રસસિન્દુર ખાસ મગજને પુષ્ટિ આપી ફાયદો કરે છે

કજ્જળી પિત્તાધિક્ય દોષ શમન કરનાર છે અને સારક તરીકે ઉનીયાતાવમા અને મળાવરોધવાળા તાવમા સારો ફાયદો કરે છે યકૃતમા જ્યારે લોહીનો જમાવ થવા સભવ છે ત્યારે કજ્જળીનો યોગ્ય ઉપયોગ થવાથી લોહીનો જમાવ થતો અટકે છે અને તેથી ત્યા પાક થતો નથી અને મુઝારાની ગાઠ બધાતી નથી તીક્ષ્ણ સન્નિપાત જ્વરમા પારદ કજ્જળી ઘણુ સારૂ કામ કરે છે સન્નિપાત ઉપર લાગુ પડતા તમામ અર્થ રસાયનોમા પારદ આવે છે અને તે તેની સાથે બીજી ધાતુ મેળવવામા આવે છે પણ ત્યા રાજા તરીકે પારદજ હોય છે તે સેવાથી કમળો હટે છે ત્વક્દોષમા હમેશા પિત્તાધિક્ય દોષ હોય છે ને તેથી પારદ કજ્જળી ઘણી સારી માફક આવે છે, વાતરક્ત, કુષ્ટ, શીતપિત્ત, વિચર્ચિકા વિગેરે દરદોમા પારદ ઉપયોગી છે ગલિતકુષ્ટકુઠાર એ વાતરક્ત જેવા દુષ્ટ ત્વક્દોષ ઉપર ઘણો ઉત્તમ પ્રયોગ છે ને તેમા પારદ કજ્જળી રૂપે રહે છે ગડમાળ, વિસ્ફોટક અને ઉપદશ વિકૃતિમા પણ લોહીની અદર કાઈ દુષ્ય પદાર્થ મળેલો હોય છે અને તેટલા માટે તે દરદોમા કજ્જળી ઘણી ઉપયોગી છે. થોડા ઘણા દિવસ પારદનુ સેવન કરવાથી થએલ જમાવ, વૃદ્ધિ અગર ગડ પોચા પડે છે અને તે ભાગ પોતાની યોગ્ય સ્થિતિ ધારણ કરે છે. જ્યારે દરદીનુ શરીર સાધારણ રીતે ઉનુ રહે છે ત્યારે કજ્જળીવાળી કોઇ પણ પિત્તશામક રસાયન માફક આવે છે વળી એટલુ પણ ધ્યાનમા રાખવાનુ છે કે જે પિત્તાધિક્ય દોષ ઊર્ધ્વ રૂપે રહે છે તેમા કજ્જળી ફાયદો કરે છે તીક્ષ્ણ પિત્તાધિક્ય દોષ જે કેવળ દાહ રૂપે દેખાય છે

તેમા કજ્જળી કમની નથી, રસ સિન્દુરને માટે પણ એવોજ નિયમ છે કે જે ક્ષીણતા ધીરે ધીરે થાય છે તેમા રસસિન્દુર ફાયદો કરે છે, તીક્ષ્ણ યક્ષ્મ, જેમા દરદીનુ શરીર એકદમ લેવાઇ જાય છે ત્યા કેવળ ઉષ્ણ વીર્ય દવાઓજ કામ કરે છે. બાદ કજ્જળીમા શોધક સાથે પૌષ્ટિક ગુણ પણ રહેલા છે

રસસિન્દુર પૌષ્ટિક ગુણને માટે ઘણો વપરાય છે ક્ષય, જીર્ણ ઉધરસ, વીર્યસ્ત્રાવ, અત્યત ક્ષીણતા, નબળાઇ વિગેરેમા રસસિન્દુર અપાય છે હાયની અદર મૃગાક નામની બનાવટ ઘણી સરસ છે તેમા પણ રસસિન્દુર આવે છે જો કે ત્યા પારદ ભસ્મનો લેખ છે પણ ત્યા પારદભસ્મ કજ્જળી રૂપે નાખવા કરતા રસસિદુર રૂપે વાપરવી ઉત્તમ છે

પૂર્ણ ચદ્રાદય જે વીર્યસ્ત્રાવ અને ધાતુપુષ્ટિને માટે વપરાય છે તેમા પારદ રસસિદુર રૂપે આવે છે. રસસિન્દુર વાજીકર તરીકે બહુ ઉપયોગી છે

પેટમા ખાવાને માટે તમામ રોગોમા પારાનો ઉપયોગ કરવાનુ આર્ય વૈદકશાસ્ત્રમા લખેલ છે અને તેટલા માટે તેની અનેક બનાવટો તૈયાર કરવામા આવે છે જે બનાવટો ઉપર આપવામા આવી છે તેનો ઉપયોગ નીચે પ્રમાણે છે—રસ પર્પટિ અને પચામૃત પર્પટિ જીર્ણ રક્તાતિસાર અને સગ્રહણીની અદર કામના છે, પર્પટિ સાધારણ રીતે મરોડ અતિસારમા ઘણુ સારૂ કામ કરે છે, પર્પટિઓ ખાવા ઉપર થી દૂધનો ખોરાક રાખવો. પચામૃત પર્પટિ તેની શોધક અસર સિવાય ખાસ પુષ્ટિને માટે પણ વપરાય છે. પર્પટિઓમા પારદ કજ્જલી રૂપે રહેલો છે. કજ્જલીમા પૌષ્ટિક ગુણ છે પણ રસસિન્દુરની માફક તે બહુજ તેજદાર પૌષ્ટિક નથી. ચિન્તામણિ ચતુર્મુખમા પારદ રસસિન્દુર રૂપે રહેલ છે અને તેટલા માટે તે ખાસ પૌષ્ટિક છે, તેથી તે ક્ષય, જીર્ણ ઉધરસ, અપસ્માર અને મગજની નબળાઇમા ઘણુજ કામનુ છે.

સકંપ વાત વ્યાધિ જેની અંદર ગતિમતિનો ભ્રમ થએલો હોય છે તેવા દરદોમા ચિન્તામણિ ચતુર્મુખ વાપરવુ ઉચિત છે, ઉપદંશની અંદર પારદ ખાસ ઉપયોગી છે અને તેથી તેની જુદી જુદી વિકૃતિ દવાઓ છે કજ્જલી, રસકપૂર અને હિંગૂલ એ ત્રણે રૂપમા પારદ ઉપદંશ ઉપર વપરાય છે. જ્યારે કજ્જલી વાપરવી હોય છે ત્યારે તેની સમ શાલી-વટી નામની બનાવટ વાપરવી વધારે ઉત્તમ છે અને તે ચાલતી હોય ત્યા સુધી ખાટુ ખારુ ખાવાનો પ્રતિબંધ છે. રસકપૂર અને હિંગૂલ એ બન્ને પારદના ક્ષાર છે અને પારદ અને હિંગૂલ વાપરવાથી પણ શરીરના ઉપર રસકપૂરના જેવીજ અસર થાય છે, માટે ઉપદંશ ઉપર પારદના ઉપયોગને માટે રસકપૂરની પેઠેજ સમજવુ વન્હિરસ નામની બનાવટ જળદર ઉપર ખાસ ઉપયોગી છે પારદની શોધક દવા સાથે તેમા રેચક દવાઓ પણ મળેલી છે, તેથી તે જલદર ઉપર સારૂ કામ કરે છે ને એકથી બે વાલ માત્રામા ઉના પાણી સાથે અપાય છે જળદર ઉપર આ દવા ખાસ ઉપયોગી છે. ત્રિવિક્રમ રસ મૂત્ર વ્યાધિ ઉપર અને ગલિતકુષ્ટકુઠાર વાતરક્ત ઉપર ઉત્તમ ઉપાય છે ત્રિવિક્રમ રસ બીજોરાના ક્વાથમા અપાય છે અને તેથી પેશાબમા રેતી પડતી હોય તો તે બંધ થાય છે. બહાર લગાડવા તરીકે પારદ ત્વક્ દોષ ઉપર કામનો છે. પારદ કજ્જલી દાબવાથી ઉપદંશનુ ઘારૂ રૂઝાય છે. એક ભાગ પારાને ત્રણ ભાગ સાદા મલમ સાથે લગાડવાથી કેટલીક ગાંઠો ગળી જાય છે દુષ્ટવ્રણની આસપાસ જે સોજો રહે છે તે પારાનો મલમ લગાડવાથી હલકો પડે છે. ખસ, ખાજી, વિચર્ચિકા વિગેરે ત્વક્ દોષ ઉપર પારાનો મલમ ચોપડાય છે. ઉપદંશની વિકૃતિમા બાળકોને જ્યારે પારદ ખવડાવવો યોગ્ય નથી લાગતો ત્યારે પારાનો મલમ બગલમા અને સ્થળના મૂળમાં ઘસવાથી પણ તેવોજ ફાયદો થાય છે. જે જે બારીક જંતુઓ ત્વક્ દોષ ઉપડવાનુ મૂળ કારણ થઇ પડે છે તેવા જંતુઓનો તેથી નાશ થાય છે. પારો માથામાં નાખવાથી 'જુ'નો નાશ થાય છે.

**પારદ ભસ્મના અનુપાનો**—શક્તિ અનુસાર પારદ ભસ્મ ૧ થી ૪ ગુંજ પર્યન્ત આપવી

**પિત્ત ઉપર**—પારદ ભસ્મ આમળાના ચૂર્ણ અને સાકરમા આપવી.

**વાયુ ઉપર**—પારદભસ્મ લીંડી પીપરમા આપવી

**કફ ઉપર**—પારદભસ્મ આદુના રસમા આપવી

**તાવ ઉપર**—પારદભસ્મ લીમડાના રસમા આપવી

**રક્ત વિકાર ઉપર**—પારદભસ્મ ચોખ્ખા મધમા આપવી

**રૂધિર સ્રાવ અને અતિસાર ઉપરઃ**—પારદભસ્મ તાંદળ-જામા આપવી

**કાસ, શ્વાસ અને શૂળ ઉપર**—પારદભસ્મ લીંડીપીપર, સુંઠ, મરી અને ભારંગના ચૂર્ણ તથા મધ સાથે આપવી

**કમળો, પાંડુરોગ અને અગ્નિમાંદ્ય ઉપરઃ**—પારદભસ્મ સુંઠ, મરી, પીંપર ત્રિફળા અને અરડુસીમા આપવી

**મૂત્ર કૃચ્છ્ર ઉપર**—પારદ ભસ્મ શિલાજીત, એલચી અને સાકરના આપવી

**સર્વ જ્વરો ઉપર**—પારદભસ્મ સિંધવ, લવંગ, કરીઆતુ, અને હરડેના ચૂર્ણમા આપવી

**ધાતુ વૃદ્ધિ માટેઃ**—પારદ ભસ્મ તામ્બુલમા અથવા ભોયકોળામાં આપવી.

**ઉલટી નાશનાર્થઃ**—પારદભસ્મ ભાગ અને અજમામા આપવી.

**ઉદરરોગ ઉપર**—સિંધવ, હળદર, ભાગ અને અજમાના ચૂર્ણમા પારદભસ્મ આપવી.

**કૃમિ ઉપર**—પારદ ભસ્મ ચાર વાલ ખાખરાના બીઆ અને બમણા ગોળમા આપવી.

**સર્વ અતિસારો ઉપર** પારદભસ્મ અફીણ, લવંગ હિંગળોક અને ભાગમા આપવી,

**અગ્નિમાંદ્ય ઉપર**–પારદભસ્મ મિશ્રિ અને અજમામા આપવી

**પુષ્ટતાને માટે:**–પારદભસ્મ ગળોના સત્વમા આપવી

**પારદ ભસ્મ ભક્ષણ કરનાર માટે હિતકર વસ્તુઓ**–સિંધવ, ધાણા, જીરૂ, આદુ, તાદળજો, વેંગણ પગવા, ધાણી ઇ પદાર્થ ઘઉ, જૂની ડાગરનો ભાત, ગાયનુ દુધ, ઘી, દહી, નદીનુ ઝારા વાસણમા ભરી રાખેલુ તેમ તડકામા અને ચાદરણામા રાખેલુ પાણી, મગની દાળ, મસ્તક ઉપર ટાઢા પાણીનુ સિચન, દ્રાક્ષ દાડમ તથા ખજુરનુ પાણી

**પારદ ભસ્મ ભક્ષણ કરનાર માટે વર્જ્ય વસ્તુઓ:**–તેળ, કાકડી, કારેલા, કાળીગડા, દેવડાગર, કેળા કળથી, અળસીનુ તેલ, નલ, અડદ, મસુર છાશ ભાત, ખાટા તીખા, કડવા પદાર્થ, મીઠુ, પિત્તકારક પદાર્થો બોર, નાળીએર, કેરીઓ, જવખાર, સુઠ, મરચાનો ભાગ, ગાઇ અને વાતુલ પદાર્થો

**પારદાદિ લેપ.**–ખસ ઉપર પારો, ગધક, અને ધતુરાના બીયાને તેલમા ખરલ કરી ચોપડવા સર્વવ્રણો ઉપર–પારો અને ગધકની કજ્જલી ૧ ભાગ મુરદાડસીંગ ૧ ભાગ, અને કપીલો ૨ ભાગ અને કિંચિત્ શેકેલુ મોરથુથુ એ એકત્ર કરી તેમા ચોપટ જાનુ ઘી નાખી તે મલમ રના પેલ ઉપર નાખી વ્રણ ઉપર બેસાડવુ એટલે અદરના જખમ સ્વચ્છ થઇ વ્રણોનો નાશ થાય છે

**પારદાદિલેપ**– પુનશ્ચ–પારો, ગધક, હરતાળ, હિંગળોક અને મનશીલ, એ દરેક એકેક તોલો અને મુરદાશીંગ અને શખજીરૂ એ બન્ને તોલા એની બારીક કજ્જલી કરી તે તુળસીના રસમા ખરલ કરવી અને તેની ગોળી કરી તે ગરમી ઉપર ગાયના ઘીમા ઘસી ચોપડવી એટલે તીવ્ર વ્રણને ભરી લાવે છે

**પારદ-ભક્ષણ દોષની શાંતિ:**-પારાના દોષની શાન્તિ માટે નગાના જેવો 'ચીત ઉપાય ભાગ્યેજ હશે ચોપડવામાં મગાના પાદડા અને ખાવામાં નાગરી પાન મગાના પાદડાને સુકવી તેનું ચૂર્ણ આપવું'

**ઉપસંહાર:**-પારાના ઉત્તમોત્તમ ગુણો જોઇ ઇ સ ના લગભગ છઠ્ઠા શતકમ કેટલાએકે 'રસેશ્વર' નામનો સંપ્રદાય પણ ઉભો કર્યો એ શૈવમાર્ગી છે પ્રત્યભિજ્ઞા માર્ગમાં મોક્ષની વ્યવસ્થા કરી તે ઠીક છે પરન્તુ શરીરરૂપ સાધન વિના તે સંપાદન કરી શકાય નહિ માટે શરીરને અમર કરવાની વાત પ્રથમ સાધવી જોઇએ, એવો મત પ્રગટ કરી તેમના કેટલાંએકે આ મત સ્થાપન કરેલો છે આ મતનો સિદ્ધાન્ત એવો છે કે પારદાદિના વિધિવત્ પાનાદિથી આ શરીરને અજરત્વ અને અમરત્વની પ્રાપ્તિ થઇ શકે છે પારદને મારવો, તેને મૂર્છિત કરવો તેને બાંધવો વિગેરે ક્રિયાઓનું આ આ શાસ્ત્રમા સ્વરૂપ જણાવી તેનો ઉપયોગ બતાવ્યો છે, અને પારદના દર્શન ભક્ષણ, દાન અને પૂજનથી પણ અનેક ફળની પ્રાપ્તિ માનવામા આવી છે પારદના શિવલિંગનું મહાત્મ્ય કાશી વિગેરેના લિંગ કરતા પણ અધિક છે અને પારદની નિંદા કરનારને મહા પાતકી ગણે છે પોતાના મતના ટેકામા પારદ એટલે રસ અને રસો વૈ બ્રહ્મ એ શ્રુતિવાક્ય બતાવે છે અધ્યાત્મ વિદ્યાવાળા આનો અર્થ આધ્યાત્મિક રીતે કરી જીવનરૂપ જડ ધાતુને જ્ઞાનરૂપ રસાયનથી બ્રહ્મરૂપ સુવર્ણ કરવું એમ આ મતનું તત્વ સમજાવે છે



# પીતળ BRASS

**વર્ણન:**-પીતળ એ મિશ્રધાતુ છે અને તાંબુ અને જસતના મિશ્રણથી બને છે પીતળ બે પ્રકારનુ હોય છે રાજરીતી અને કાળ-તુડો પીતળ તપાવી કાંજીમા બોળવુ એટલે રાતુ થાય છે તેને ગજ ગેની સોના પીતળ કહે છે તથા કાળુ થાય છે તેને કાળતુડી કહે છે બીજા પ્રકારનુ પીતળ ઔષધ તરીકે વાપરવુ નહિ

**શોધન**=(૧) પીતળના પતરા કરી તપાવવા તથા તેલ. છાશ, કાંજી, ગૌમૂત્ર અને કળથીના કાઢામા ત્રણ ત્રણ વાર બુઝાવવા એટલે શુદ્ધ થશે (૨) પીતળના પાતળા પતરા કરી તપાવી નિર્ગુંડીના રસમા આમળસારનુ ચૂર્ણ નાખી તેમા બાફવા એટલે શુદ્ધ થશે

**મારણ**-પીતળ અને કાસાનુ મારણ તામા જેવુ કરવુ. તદુપરાંત પીતળના પતરા પાતળા અને શુદ્ધ લઇ તેના સમાન ગંધક આકડાના દૂધમા ખરલ કરી તે પતરાને લેપ કરવો તથા કોડીઆમા ઘાલી ગજપુટ આપવો એ પ્રમાણે બે પુટ વડે પીતળની ભસ્મ થાય છે

**ગુણ**-પીતળની ભસ્મ મહ, વાયુ, અર્શ, સંગ્રહણી, કફ, પાંડુ રોગ. શ્વાસ, ઉધરસ, કમળો અને શુળનો નાશ કરે છે

---

# ફટકડી ALUM

**વર્ણન**-ફટકડી એ સોરઠ દેશના અરણ્યમાની મૃત્તિકા છે. તેના ચકચકીત સફેદ કટકા આવે છે અને તે સ્વાદે ખાટી ને તમતમી હોય છે ઔષધની અંદર ફટકડી એમને એમ અગર ફુલાવીને વપરાય છે

**ફટકડી ફુલાવવાની રીત**-ફટકડીને છીછરા ઠામની અંદર મુકી નીચે તાપ આપવો આથી ફટકડીનો રસ થાય છે અને તે બળો

ચોકારાદાર હોય કે ચળકાટ વાળા કાચનો સામાન ચોંટાડવા માટે આવી રીતે ફટકડીનો રસ કરી તેનો ઉપયોગ કરે છે અને તેથી કાચ સજ્જડ ચોટી જાય છે, ફટકડી ફુલાવવામા આથી વધારે વખત તાપ આપવો પડે છે તેથી ફટકડીનો રસ થઇ તેની અંદર ફીણ થતા જાય છે અને ફટકડી ઉફનીને ઠામ આખુ ભરાઇ જાય છે આખરે જ્યારે ફીણ આવતા બંધ થાય અને કાઇપણ રસનો ભાગ ન રહે ત્યારે તેને ઉતારી લેવી. ફુલાવેલ ફટકડી સફેદ શંખભસ્મ જેવી થાય છે અને હાથે ચોળવાથી તેનો બારીક ભૂકો થઇ જાય છે ફટકડી ફુલાવવાથી જેટલી આપણે ફુલાવવા મુકી હોય તેનુ ફકત અરધુ વજન રહે છે બાકીનો પાણીનો ભાગ ઉડી જાય છે જો ફટકડી પુરેપુરી પાકયા વગર ને તેની અંદર રસનો ભાગ છતા ઉતારવામા આવે તો તે ઠામ સાથે ચોટી જાય છે ને કદાપિ તેનુ કપોટુ ઉખડે છે તો પણ તેને ખાડતા ઘણી મહેનત પડે છે

ગુણ-ગ્રાહી શોષણ અને રકત સ્તંભક.

ઉપયોગ-ઔષધમા ફટકડી બે રીતે વપરાય છે, એક સ્વત' અને બીજી ફુલવીને સાદી ફટકડી વાપરવા કરતા ફુલાવેલી ફટકડી વધારે ગુણકારક છે. ઝાડા, અતિસાર, તથા જીર્ણાતિસાર મા કે જ્યા લોહી પડતુ હોય છે ત્યા ફટકડી આપવાથી ફાયદો થાય છે ઉરઃક્ષતમા તથા બીજા કેટલાક ફેફસાના દરદમા જ્યારે લોહી પડે છે તથા અતિશય લોહીના બડખા પડે છે ત્યારે બીજી યોગ્ય દવા સાથે ફટકડી અપાય છે, તેથી કફની બીજી વધારે ઉત્પત્તિ થતી બંધ થાય છે આ સિવાય મોટી ઉધરસમા તથા ગળાના રતવામા ફટકડી ઠીક છે. જ્યારે ગળાના રતવામા અંદર ગળા આડે લાલ પડ બંધાએલુ હોય છે ને તેથી દરદીનો શ્વાસ બહુજ ખેચાય છે અને દરદી ઘણીજ ભયભીત સ્થિતિમા આવી ગએલ જણાય છે ત્યારે ચારવાલ ફટકડી પાણી સાથે આપવાથી દરદીને ઉલટી થાય છે ને ગળા આડુ જામેલુ જાળુ ટુટે

કે આ દરદ બાળકોને થાય છે અને ફટકડી તેને માટે વણાજ અકસીર ઉપાય છે પેચોટી પડવાથી ઝાડો સાદો કે રકતમિશ્રિત થતો હોય તેમજ પછાટ લાગી હોય ત્યારે તથા ઘુમવા અને ક્યર વિગેરેમા ફટકડીને ગોળ સાથે આપાય છે. રકતપિત્ત ગમેતો ઉર્ધ્વગ અગર અધોગ હોય તોપણ ફટકડી આપવી યોગ્ય છે, માટે મોઢામાંથી, ફેફસામાથી, હોજરીમાથી તથા અતરડામા અગર ગમે ત્યાથી લોહી પડતુ હોય ત્યા પણ ફટકડી આપવાથી ફાયદા થાય છે

ફટકડીનુ પાણી તથા ફુલાવેની અથવા સાદી ફટકડીનો ભુકો બહાર લગાડવાના કામમા ઘણો ઉપયોગી છે મોઢું આવી ગયુ હોય, અવાળુમાથી લોહી પડતુ હોય તેમજ મોઢામા અગર જીભમા ચાંદા પડી આવ્યા હોય અને તેથી થુક બહુ વહેતુ હોય ત્યારે ફટકડીના કોગળા કરવા આપવાથી ફાયદો થાય છે મુખની અન્દરના દરદોમા ફટકડી ઘણી સારી છે ને તેટલા માટે દાતના મજન તરીકે તેનો ઉપયોગ કરવામા આવે છે અને તેની અસર આખા મોઢામા પહોચે છે, તેથી દાત મજબુત થાય છે અને દાતની પડખેથી અવાળુ માથી નીકળતુ લોહી બધ થાય છે. ફટકડી, ચાક, મોરથુથુ ટકણ વિગેરે મેળવી મજન કર્યું હોય તો તે ઘણુ ફાયદાકારક નીવડે છે પારો ખવડાવવાથી જ્યારે મોઢુ આવી જાય છે ને જીભ અવાળુ તથા તાળવુ વિગેરે બેહદ સુજી આવે છે ત્યારે તેના પાકના ચિન્હ શાંત થયા પછી ફટકડીના કોગળા ફાયદો કરે છે જ્યા સુધી પાક થતો હોય અગર દરદનુ તીક્ષ્ણ જોર હોય ત્યા સુધી ફટકડી વાપરવી નહિ તેથી તે ભાગ ઉલટો તણાય છે ને તેની અદર દાહ ઉલટો વધે છે જ્યારે તાવ વિગેરે કાંઇ ન રહે ત્યારેજ ફટકડી વાપરવી શરુ કરવી જેમ તે મોઢાના આગલા ભાગના રોગ ઉપર લાગુ પડે છે તેમ મોઢાના ઉડા ભાગમા રહેલ મર્મસ્થાનના વરમમા પણ તેના કોગળા ઉપયોગી થઇ પડે છે કાકડો બહુ વધ્યો હોય અગર ચોરીઆના જીર્ણ વરમના

અનર તાળવામા જો કાઇ પણ ધારા પડ્યા હોય ત્યારે અગર તે ભાગ ઉપર લોહીનો જમાવ થવાથી તે લાલચોળ થઇ આવ્યા હોય ત્યારે ફટકડીના કાગળા કરવા ઘણા ઉત્તમ છે

નાકમાથી વારવાર નસકોરી ફુટી થોડી નીકળતુ હોય તો તેને ફટકડીના પાણીની પીચકારી ગુણ કરે છે આખના કેટલાક વ્યાધિમા ફટકડી ઘણી નરમ અસર કરે છે ફટકડી, રસાજન અને અફીણ એ ત્રણે ચીજ સાથે મેળવી પાપણ ઉપર લગાડવાથી સોજો હલકો પડે છે. સાધારણ રીતે જ્યારે આખ આવે છે ત્યારે ફટકડીનુ ટીપુ આખમા નખાય છે જ્યારે આખ ઉપર લોહી ચડી આવે છે અને ડોળો લાલચોળ થઇ આવે છે ત્યારે તેનુ ટીપુ આખમા નાખવાથી લોહી તુટે છે, નવા જન્મેલા બાળકોને ચેપ લાગવાથી આખો એ દમ ફુલી આવે છે, પાપણ સુજી જાય છે અને બે પાપણો સાથે ભેગી ચોટી રહે છે ને બાળક પોતાની આખો ઉઘાડી શકતુ નથી ઉના પાણી વડે તે પાપણને ધોઇ ઉઘાડવાથી પાપણની અંદરનો ભાગ લાલચોળ ને સુજેલો માલમ પડે છે આવા બાળકને ફટકડીનુ ટીપુ દિવસમા ચાર છ અગર આઠ વખત આખમા નાખવાથી ઘણુ સારુ પરિણામ નીપજે છે મોટા માણસોને પ્રમેહનો ચેપ અડવાથી આખ અત્યત સુજી આવે છે અને આખનો ડોળો ઘણો મોટો વધીને બહાર દેખાય છે તથા કૃષ્ણમડળને ઘણી ઇજા પહોચેલી હોય છે- આવા દરદીને ફટકડીનુ ટીપુ ફાયદાકારક છે, ઓરી, માતા, અછબડા વિગેરે આખો નીકળે છે ત્યારે કેટલીક વખતે આખ ઉઠી આવે છે કૃષ્ણમડળને જો કાઇ પણ ઇજા પહોચી ન હોય તો ફટકડીનુ ટીપુ નાખવાથી ઉઠેલી આખ બેસી જાય છે ઉઠેલી આખે ચડેલુ લોહી તોડવાને માટે ફટકડીની સાથે વખતો વખત અફીણ નાખવામા આવે છે ગમે તે કારણથી આખમાથી બહુ પાણી ઝરતુ હોય ત્યા ફટકડીના ટીપા પડે છે.

કર્ણસ્ત્રાવ એટલે કાનમાથી પરૂ કે પાણી વહેતુ હોય તો કાનમા તેની પીચકારી મારવામા આવે છે કાનના અર્બુદમા અગર તેની અંદરના ક્ષતમા પણ તે તેજ રમાણે વપરાય છે

યોનિપ્રદર, ગર્ભાશય પ્રદર તથા કમાકડના મુખમા ક્ષત હોય તો ફટકડીની પીચકારી આપવી યોગ્ય છ અત્યાર્તવ તથા ગર્ભાશયમાથી જાપ્યા પછી જ્યારે બહુ લોહી વહે છે ત્યારે ફટક-ડીની પીચકારી અપાય છે સુવારડ પછીના અત્યંત રક્તસ્ત્રાવમા વખતે ફટકડીના પાણીની પીચકારી નકામી માલમ પડે તો ફટકડીના કટકા છેદ ગર્ભાશયમા રાખવાથી બાર્થોલ ધમનીના તુટેલા મુખો અટકે છ પ્રદરની અંદર તેની પીચકારી નાખવાથી સફેદ સ્ત્રાવ બંધ થાય છે પ્રદર અને આર્તવ વિકારની અંદર સ્ત્રીને પીચકારીની સાથે સારાસારૂ રીતે પૌષ્ટિક ખોરાક આપવાની જરૂર છે આ સિવાય તાળવી, ડીનનુ બહાર નીકળવુ તથા આમળાની અંદર ફટકડીનુ પાણી છાટવાથી તે અવયવો સંકોચને પામે છે તથા પોતાની અસલ સ્થિતિ ગ્રહણ કરે છે કેટલીક વખતે સુવાવડને લીધે ગર્ભાશય તથા યોનિના ભાગ ઢીલા થઈ જવાથી બેસતી અગર ઉઠતી વખતે જ્યારે પવનને ગતિ મળે છે ત્યારે તેમાથી અવાજ થાય છે તે અવાજ જનનેન્દ્રિય ઉપર ફટકડીનુ પાણી છાટવાથી દૂર થાય છ દુષ્ટવ્રણ તથા ધારા ફટકડીના પાણીથી ધોવાય છે તેમજ દાદર ઉપર ફટકડીનુ પાણી ચોપડાય છે ફટકડી ફુલા-વતી વખત તેમા લીંબુનો રસ નાખ્યો હોય તો તે દાદર, ખરજી, વિચ-ર્ચિકા વિગેરે ઉપર સારી રીતે અસર કરે છે ખરજવામા તથા બીજા ત્વક્ દોષની અંદર જ્યારે બહુ ચેળ આવે છે ત્યારે ફટકડીના પાણીના પોતા મુકવાથી ચેળ ઓછી થાય છે

માત્રા—એકથી બે વાલ પોતા તથા પીચકારી માટે પાવલાથી આના ભાર સુધી ફટકડી તથા એક રતલ પાણી



# બીડલુણ COMMON SALT

**બીડલુણના ગુણ**—લઘુ, ઉષ્ણ, રુચિકર, અગ્નિદીપક, દન તથા વ્યવાયી છે, અને શૂળ, વાયુ, મેહ, ગુલ્મ, અજીર્ણ, મલાવષ્ટંભક વાયુ હૃદ્રોગ, જડતા, કફ અને દકુનો નાશ કરે છે

**ઉપયોગ**—(૧) અજીર્ણ શૂળ તથા વાયુ ઉપર બીડલુણ લીંબુના રસમા આપવુ (૨) વાળા, ઉપર ચુનો અને બીડલુણ પાણીમા વાટી લેપ કરવો

---

# ઓદાર LITHARGE

**વર્ણન**—ઓદાર એ સીસાનો ક્ષાર છે ને તેના ગાળીયકની માફક ભુખરા પીળા રંગના ભડકાના જેવા ચળકનાર કકડા આવે છે બજારમા તે મળનારણુ ચીજ છે

**બનાવટ**—૧ ઓદાર વિરેચન

૧ **ઓદાર વિરેચન**—ઓદાર મકરા ત્રણ ભાગ, વરીઆળી ૩ ભાગ, ગંધક બે ભાગ, એળીઓ એક ભાગ એ ચારે ચીજોનુ ચૂર્ણ કરવુ

**ગુણ**—રેચક અને રોપણ

**ઉપયોગ**—બાળકના જુલાબને માટે ઓદાર વપરાય છે જ્યારે પેટમા ભાર રહ્યો હોય છે ત્યારે તેનો જુલાબ આપવાથી પેટ ચોખ્ખુ પડે છે કેટલાક બાળકોને ધૂળ ખાવાની ટેવ હોય છે અને તેથી તેનુ પેટ કઠણ થઇ રહે છે અને ખાઇ શકાતુ નથી ને હાંફ્યા કરે છે ઓદાર વિરેચન ચૂર્ણ બે વાલ માત્રાથી ધાવણમા અગર ગાયના દુધમા આપવાથી બાળકને રેચ લાગે છે અને જે ધુળ ખાધી હોય તે નીકળી જાય છે આવી રીતે ધુળ ખાવાવાળા બાળકના ઓદારના રેચ

પછીના ઝાડા જોશો તો તે કાળા કીટાણ જેવા અને ફુગ મિશ્રિત દેખાશે ધુળ ખાનારા બાળકને માટે ઓદાર એ વધુીજ ઉત્તમ દવા છે બહાર લગાડનામા તે હંડો છે ધારા તથા જખમ ઉપર તેને તીતી મારે કાનની લગાડવામા આવે છે અને તેથી કફ તરત વગી આવ છે

**માત્રા** -ઓદાર એક વાલ, ઓદાર ત્રિગ્ય। ગેથી ત્રણ વાલ



## મનઃશિલ RED ARSENIC

**વર્ણન** -મનશીલ એ સોમલ અને ગંધકનો ક્ષાર છે તેના લાલ રંગના કટકા આવે છે ગાંધી લોકો તેને મીનસાર કહે છે તેમજ ગુજરાતના કેટલાક લોકો તેને મનસગ્ગલના નામથી ઓળખે છે મનશીલ ત્રણ પ્રકારનો છે શામાગી, કરવીરક અને દ્વિખડા, નગીક નામનો મનશીલ જે રક્તવર્ણનો હોય છે તે ગ્રાહ્ય છે

**શોધન** -મનશીલને લીંબુના અગર આદુના રસમા તેમજ ગોમૂત્રની અંદર એક પહોર ઘુટવાથી શુદ્ધ થાય છે

મનશીલને જળભાંગરા, અગથીઆ, હળદર અને આદાના રસમા પચન કરવાથી શુદ્ધ થાય છે

મનશીલને ઝીણો વાટી ગાયની છાશમા પલાળી એક પહોર સુધી ખરલ કરવો તેથી તે શુદ્ધ થશે

મનશીલ શુદ્ધ થયો એટલે ઔષધમા વપરાય છે, પછી તેની ભસ્મ કરવાની કોઇપણ જાતની જરૂર નથી •

**બનાવટ** -૧ ચન્દ્રેશ્વર રસ ૨ શ્વાસકુઠાર ૩ મનશીલાદિ લેપ ૪ મનશીલાદિ ધૂમ્રપાન

**૧ ચન્દ્રેશ્વર રસ** -શુદ્ધ મનશીલ, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને શુદ્ધ વચ્છનાગ એ સર્વ સમભાગે લઇ તેને નગોડ અને આદુના

રસની ત્રણ ત્રણ ભાવના દેવી ને તેની રતી રતી ભારની ગોળીઓ કરવી

૨ **શ્વાસકુઠાર**–મનશીલ, વછનાગ, પારો ગંધક, ટંકણ એ દરેક શુદ્ધ કરેલ એકેક ભાગ, કાળા મરી સાત ભાગ તથા સુંઠ અને લીંડી પીપર એ બન્ને ત્રણ ત્રણ ભાગ એ બધા સાથે મેળવી પાણી સાથે ખુબ ઘુટવા અને તેની બબે રતીભારની ગોળીઓ કરવી

૩ **મનશીલાદિ લેપ**–મનશીલ, પારો, સિંદુર, ગંધક, મરી જીરૂં, શાહજીરૂ, દારૂહળદર અને આમાહળદર એને સાથે મેળવી ઘીમાં ખુબ ખરલ કરી તેનો મલમ બનાવી રાખવો

૪ **મનશીલાદિ ધુમ્રપાન**–મનશીલ, મરી, જટામાસી, નાગરમોથ અને કેરડની પાડ તથા ગોળ એ છને સમભાગે નાખી તેની ત્રણ ત્રણ વાલની બીડી કરવી

ગુણ–જ્વરઘ્ન, કફઘ્ન અને ત્વકદોષ હર

ઉપયોગ–મનશીલનો જ્વરઘ્ન તરીકે આર્ય વૈદ્યોએ ઘણો ઉપયોગ કર્યો છે જેમ તામ્ર ભસ્મ વિષમ જ્વરમા ઘણી ઉપયોગી છે તેમ મનશીલ સોમલ આખુ ઉતાર તાવમા ઘણું વપરાય છે વમનો વખત જ્વરની અંદર તેનો યોગ પારદ અને હરતાળની સાથે કરવામા આવે છે સતત્ જ્વર અને સન્નિપાત જ્વરની અંદર મનશીલ ઘણું કામ કરે છે. **ચંડેશ્વર રસ** નામની બનાવટની એક રતીભાર માત્રા લેવાથી સતત્ જ્વરમા સારો ફાયદો થાય છે તેમજ સન્નિપાતની બેભાનીની અંદર પણ તે અપાય છે જ્વરની અંદર

---

* મનશીલ, પારો, ગંધક વિગેરે વસ્તુઓ શુદ્ધ કર્યા પછીજ વાપરવી, ગાંધીને ત્યા 'શુદ્ધ છે' એમ માનવી કોઇ પણ એવા પદાર્થને શુદ્ધ કર્યા વિના ઉપયોગમા લાવવો નહિ આ પુસ્તકમા દર્શાવ્યા મુજબ વિધિ પૂર્વક શુદ્ધ કરીનેજ પછી ઉપયોગમા લેવો અન્યથા ભારે કાઠના ઉંડે પેસી જવાની ધાસ્તી રહેશે (જુઓ પાને ૯૮)

મન શીલની અસર કેવી રીતે થાય છે અને તાવ કેવી રીતે ઉતરે છે તે હજી નક્કી થઇ શકતુ નથી તોપણ ચંડેશ્વર રસ નામની બનાવટ જ્વરની અંદર જે ઘણો સારો ફાયદો કરે છે તે અમર મન શીલ કરતા પારદ અને વછનાગની વધારે હોય એમ માનવાને કારણ મળી આવે છે. શ્વાસ કુઠાર નામની બનાવટનો ભુકો કરી સુંઘવાથી અગર મન શીલના ચૂર્ણને વજ અને લસણના રસમા ઘુટી મુકી તેનો ભુકો સુંઘાડવાથી બેશુદ્ધિ ઉડી જાય છે તે સિવાય જ્વરથી જ્યારે સખ્ત માથુ દુખતુ હોય ત્યારે તથા આધાશીશીની અંદર પણ તે ચૂર્ણ સુંઘાડવામા આવે છે

મન શીલ ઉધરસની અંદર તેમજ છાતીના દરદની અંદર બહુજ ઉપયોગી છે દમની અંદર તે દવા ઘણીજ વખણાય છે ઉધરસના જોરને લીધે છાતીનો થતો દુખાવો તેથી બંધ થાય છે અને દમ બેસે છે શ્વાસકુઠાર નામની બનાવટ ખાવાથી તેમજ મન શીલ એકલાની ધુવાડી લેવાથી અગર મન શીલને બીડીના રૂપમા પીવાથી દમ બેસી જાય છે. મન શીલાદિ ધૂમ્રપાન જે એક એક બીડીમા ત્રણ ત્રણ વાલ પડે છે તે જરૂર પ્રમાણે અરધી અગર આખી બીડી પીવી આથી ઉપડેલો દમ બેસી જાય છે તે સિવાય મન શીલ, ધતુરાના ડાડવા અને ત્રિકટુ એ-ત્રણે ચીજ સમભાગે લઇ તેની બીડી કરી બે કે ત્રણ દમ લેવાથી દમ બેસી જાય છે. દમને માટે મન શીલ બહુ સારો ઉપાય છે

ત્વક્‌દોષની અંદર મન શીલ બહાર લગાડવામા સારૂ છે જુદી જુદી જાતના કુષ્ટ, ખસ, ચિત્રી તથા બીજા કેટલાક ત્વક્‌દોષની અંદર તે ઉપયોગી છે. જે જે ત્વક્‌દોષની અંદર ચામડીપર ચાઠા પડી જાય છે તે તે ઠેકાણે તેનો લેપ કરવાથી તે ચાઠાનો રંગ બદલાઇ ખરી ચામડીનો રંગ દીઠામા આવે છે. કુષ્ઠના સફેદ ચાઠા, ચિત્રીના ચાઠા તથા કરોળીઆ વિગેરે દરદોની અંદર તે લગાડવામા આવે છે ચાઠા સાથે તેનુ ઘસવુ થવાથી તેના રંગમા ફેરફાર થાય છે અને તે ચાઠાની ઉપરનો ચડેલો ભાગ ખવાઇ બરાબર ચામડીની સપાટીની સાથે તે ચાઠુ

મળી જતુ હોય તેમ લાગે છે ખસ, ખરજ વિગેરે દરદોમા પણ તે બીજી દવા સાથે વપરાય છે મન શીલાદિ લેપ ખસુસ કરીને આ બન્ને દરદો ઉપર ઉપયોગી છે જે જે ત્વકદોષની અદર પરુ નથી હોતું ત્યા ત્યા આ લેપ કોરા પાણીમા વાટી ચોપડવો અને પરુવાળા ત્વકદોષમા હમેશા ઘી વગેરે પદાર્થ સાથે મેળવવો વિશેષમા ત્વકદોષની અદર રહેના બારીક કીટનો તે નાશ કરે છે, દદ્રુ, ચિત્રી, કરોળીઆ વિગેરે ત્વકદોષ એક જાતના જતુને લીધે થાય છે અને તથી મન શીલ ઉપયોગી થઇ પડે છે જેમ મન શીલ ત્વક્દોષના ચાઠાને દૂર કરે છે તેમ આખની અદરના તેવા ચાઠાઓમા પણ તે ઉપયોગી છે જે હેતુથી તે ફુટ ઉપર વપરાય છે તેજ હેતુથી તે શ્વેત પુષ્પ ઉપર પણ લગાડવામા આવે છે.

વિશેષ, બોરડીના પાદડાને મનઃશીલ ઘસી ચોપડવું અને પાદડાને ચલમમા અથવા હોકામા નાખી પાવા એટલે શ્વાસ, કાસ, વિગેરે દૂર થાય છે.

**મનઃશીલ અનુપાન**—લીંડી પીપર, લીંબડાની લીંબોળીની મીંજ અને મનઃશીલ એ ત્રણેને કારેલીના પાનના રસ સાથે ઘુટી ગોળી કરવી એ ગોળી ખાવાથી ત્રિદોષજ્વર મટે છે. મન શીલથી અર્ધભાગ કાળા મરીનુ ચૂર્ણ અને મરીના ચૂર્ણથી અર્ધભાગ સિધવખાર એ બધાને એકત્ર ખલ કરી અજન કરવાથી નેત્રના ઘણા રોગો મટે છે. મધ સાથે અજન કરવાથી વીચટરોગ, તિમિર અને ફુલુ મટે છે. દહીંના પાણી સાથે અજન કરવાથી અર્બુદ રોગ મટે છે. ભારગ અને સુઠ સાથે મન શીલનુ સેવન કરવાથી શ્વાસ રોગ મટે છે પીપરનું ચૂર્ણ મેળવી તે સાથે મન શીલ ખાવાથી ઉરક્ષત મટે છે

**અશુદ્ધ મનઃશીલ સેવન**,—અશુદ્ધ મન શીલ સેવવાથી બળ નાશક, મળબધક, મૂત્રરોગ, શર્કરા અને મુત્રકૃચ્છ્રને ઉત્પન્ન કરનારું છે એ દોષની શાન્તિ કરવા માટે ગાયના દુધમા મધ મેળવી ત્રણ દિવસ તે દુધ પીવું.



# મીઠું COMMON SALT

**વર્ણન**—મીઠું આપણા હમેશના ઉપયોગનો પદાર્થ છે તે સમુદ્રના પાણીમાંથી ઉત્પન્ન થાય છે મીઠા સિવાય મનુષ્યને ચાલે નહિ. મીઠું ન મળે તો અશક્તિ થાય અને તેથીજ કહેવત છે કે 'મીઠા વગરનો માણસ કંઇ કામનો નહિ ' મીઠાથી સર્વ પદાર્થમા સ્વાદ આવે છે

**ગુણ**—રુચિપ્રદ, હૃદ્ય, અગ્નિદીપન ભેદક, વાળને ધોળા કરનાર, અવિદાહક, [illegible], ખારું, સ્નિગ્ધ, શૂળનાશક, વાતનાશન અને સ્વાદુ છે

**ઉપયોગ**—ઉલટી થઇ કફ અને પિત્ત પડવા માટે સહેજ મીઠું દસ તોલા ગરમ પાણીમા નાખી આપવુ ઉનાર ધો અને આત સગેળ અને કોલેરાનો ઉપદ્રવ ન થવા માટે જમવામા મીઠું વધારે ખાવા માટે આપવુ અવાળુ સૂજ્યા હોય તો મીઠાના ગાગડા વડે મૂજેલા અવાળુ ફોડી પછી ફુલાવેલી ફટકડીની ભૂકી ચોળવી, સોપારી લાગી હોય તો ઠંડુ પાણી માંહે મીઠનો ગાગડો મુખમા રાખવા આપવો વિષમજ્વર ઉપર ઉના પાણીમા મીઠું ઉકાળી આપવુ વાળા, ઉપર ત્રણ તોલા મીઠું આટામા નાખી તેની એક ચેપલી શેકીને સાંજે ખાવી અને આખી રાત જાગવુ એટલે વાળો મળી જાય છે

---

# મુલતાની માટી CLAY

એ માટી મુલતાનમા ઉત્પન્ન થાય છે એનો રંગ પીળો હોય છે એક રંગના ઉપયોગમાં આવે છે

**ઉપયોગ**—નાકની ફુટી નસ ચાલી હોય તો મુલતાની માટીના ઢેફાં અગ્નિમા તપાવી લાલ કરી બહાર કાઢવા અને તે ઉપર ગાયનુ દૂધ નાખવુ, એટલે તે ઢેફામાથી વરાળ નીકળે છે, તે વરાળ વડે

ફુદીને શેક આપવો એમ દિવસમા બે વાર કરવુ ગર્ભિણીને અધુરા માસે રજોદર્શન થાય તે ઉપર મુલતાની માટી ૧ તોલામા ૮ તોલા પાણી નાખી રાત્રે કાચના વાસણમા પલાળી રાખવી પ્રાતઃકાળે માટી તેજ પાણીમા બરાબર મેળવી કપડથી ગાળી લેવી પછી તેમા થોડી ફટકડીની ભૂકી નાખી આપવી. કોઈ ખસ ઉપર-મુલતાની માટી દહીંમા અથવા કોપરાના તેલમા ખરલ કરી લગાવવી

---

# મોતી PEARL

**વર્ણન**-મોતી ઘણી જુદી જુદી જાતના થાય છે સાધારણ મોતી જે આપણે વાપરીએ છીએ તે દરીઆના અંદર શરદ ઋતુમા તરતી છીપોમા વરસાદના બિંદુ જામી જવાથી થાય છે ઔષધમા વગર વીંધેલા એમને એમ મોતી વાપરવામા કોઈ જાતની હરકત નથી કેટલાક વૈદ્યો મોતીને બદલે છીપો તથા કડા વાપરે છે, પરન્તુ મોતીના ગુણ કરતા એના ગુણ ઓછા હોય છે તે સિવાય હાથીના માથામાથી તેમજ સર્પની ફેણમાથી મોતી નીકળે છે પણ આવા મોતી ક્વચિતજ મળી આવે છે, તેથી ઔષધમા તેનો ઉપયોગ થતો નથી.

**શોધન તથા મારણ**-મોતીને જયન્તીના રસમા દોલાયન્ત્રથી ત્રણ કલાક સુધી ઉકાળવા. તે સિવાય મોતીને તપાવી કુવારના રસમા ઠંડા કરવાથી તથા ત્રિફળાના કવાથમા ખલ કરી ગજપુટ દેવાથી તેની શુદ્ધ ભસ્મ થાય છે. મોતીને અમ્લવર્ગમા, કાંજી, લીંબુનો રસ, ગૌમૂત્ર તથા દુધમા શુદ્ધ કરી શકાય છે.

**બનાવટ**-૧ પિત્તાંકરસ ૨ મુક્તા પચામૃત ૩ મૌક્તિક ભસ્મ

૧ **પિત્તાંક રસ**-જાયફળ જાવત્રી, જટામાસી, કુષ્ટ, તાલીસપત્ર, શુદ્ધ વચ્છનાગ, શુદ્ધ મનશીલ તથા શુદ્ધ સુવર્ણ માક્ષિક, લોહ

ભસ્મ, અને અભ્રકભસ્મ એ બધી ચીજે સમભાગે લેવી અને તે બધાની બરાબર શુદ્ધ મોતીની ભસ્મ લઇ પાણીથી ખુબ ઘુંટી બબ્બે રતીની ગોળી કરવી.

૨ **મુક્તા પંચામૃત રસ**—મોતી એક ભાગ, પ્રવાલ ચાર ભાગ, બંગ બે ભાગ, શંખ એક ભાગ, છીપ એક ભાગ તથા કરીઆતુ એક ભાગ લઇ તેને વિદારી કંદના રસમા, અને શતાવરીના રસની અંદર અને કુવારના રસમા બે પ્રહર ખલ કરવુ અને તેને મૃદુ અગ્નિના પાંચ પુટ દેવા.

૩ **મૌક્તિક ભસ્મ**—બનાવટ ઉપર આપાઇ ગઇ છે

ગુણ—પૈષ્ટિક, ધાતુપૈષ્ટિક, પિત્તશામક, ચક્ષુષ્ય

**ઉપયોગ**—મોતી કમકોવતીને માટે પ્રવાળની પેઠે બહુ વપરાય છે સુવર્ણમાલિની વસંત નામની બનાવટમા સાચા મોતી આવે છે અને તે જીર્ણજ્વરમા સારો ફાયદો કરે છે. પિત્તાકરસથી પિત્ત કમી થાય છે. મોતી શીતવીર્ય છે અને તેથી જ્યા પિત્તનો પ્રકોપ જણાય ત્યા તે અપાય છે યકૃતના જીર્ણ વ્યાધિને લીધે તેમજ જ્યારે પિત્તનુ બંધારણ અવ્યવસ્થિત થઇ જાય છે ત્યારે દરદીને વખતો વખત ઉષ્ણપૂર્વ જ્વર આવે છે તેવા દરદીને મોતી ઘણુ ફાયદા કારક છે પિત્તાકરસની અંદર અભ્રક, લોહ અને માક્ષિક રહેલા છે તે બધા શીત વીર્ય હોવાથી સહેજસાજ તપી આવના તાવની અંદર આ બનાવટ ફાયદાકારક છે આ પિત્તાકરસને કેટલાક વૈદ્યો પિત્તભંજી રસ પણ કહે છે અને તેથી તપેલુ લોહી ઠંડુ થાય છે અને આંખની અંદરની હમેશ રહેતી પીળાશ દૂર થાય છે. અજીર્ણ, કમળો, હલીમક તથા બીજા કેટલાક યકૃતના વ્યાધિ તેથી નાશ પામે છે,યકૃતના જીર્ણવ્યાધિમા તેમજ રક્તપિત્ત, અર્શ અને બડખામા લોહી પડતુ હોય છે ત્યારે મોતી આપવાને મજબુત ભલામણ કરવામા આવે છે. મોતી ખાવાથી મગજની

અંદરની ગરમી શાંત થાય છે શુક્રદોષ તથા ધાતુપુષ્ટિને માટે તે બહુ વપરાય છે

મોતી આંખના દરદ ઉપર અત્યંત ઉપયોગી છે જે જુદી જુદી જાતના સુરમાઓની અંદર મોતી પડે છે તે આંખે આંજવાથી ઠંડક થાય છે અને આંખ ઉપરની ચડી ગએલી ગરમી દૂર થાય છે જ્યારે ગરમાઇથી કરીને આંખે ઝાંખ આવે છે અને જોવામાં ફેર પડે છે ત્યારે શુદ્ધ મોતીનો સુરમો આંજવાથી વધારે સારૂં દેખાય છે. પિત્ત પ્રકૃતિ હોવાને લીધે કેટલાક દરદીઓની આંખો હમેશાં બળતી રહે છે તેને મોતીનો સુરમો આંજવાથી ઠંડક થાય છે શુદ્ધ મોતીનો સુરમો હમેશાં આંજવાની કેટલાક માણસોને ટેવ હોય છે

**માત્રા**-પિત્તાંતકરસ બે રતિભાર, મુક્તા પંચામૃત રસ એક વાલ, મૌક્તિક ભસ્મ એક વાલ



# મોરથુથુ SULPHATE OF COPPER

**વર્ણન**-મોરથુથુ એ ત્રાંબાનો ક્ષાર છે તેના આસમાની રંગના કટકા આવે છે. તે બજારમાં ઘણો સાધારણ હોવાથી તેની વધારે હકીકત લખવાની જરુર નથી.

**શોધન**-ઔષધની અંદર વાપરવાને માટે મોરથુથુને શુદ્ધ કરવાની જરુર છે મોરથુથુને ઘી અને મધની અંદર કાલવી કુલડીની અંદર તાપ દેવો પછી તેને ત્રણ દિવસ સુધી કાંજીમાં મર્દન કરી તડકે સુકવી નાખવો

મોરથુથુની બરાબર બીલાડીની વિષ્ટા લઇ તેમાં મધ અને ટંકણખાર નાખી ખલ કરવો અને શરાવ સંપુટમાં ઘાલી ગજપુટ આપવો આ પ્રમાણે ત્રણ પુટ આપવાથી શુદ્ધ અને વાંતિ, ભ્રાંતિ વર્જિત થાય છે.

વળી મોરથુથાને આમ્લવર્ગમાં નાખી તેલથી સિંચન કરવું અને ઘોડાના મૂત્રમાં એક દિવસ દોલાયંત્રથી સ્વેદન કરવું એટલે શુદ્ધ થાય છે બીલાડી અને પારેવાની હગાર વિષ્ટા મોરથુથા બરોબર લઇ, મોરથુથાના દશમા ભાગે ટંકણખાર લઇ એ બધાને એકત્ર ખલ કરી માટીના સરાવ સંપુટમાં ઘાલી કાપડ માટી કરી અડાયા છાણાનો હલકો અગ્નિ આપવો પછી બહાર કાઢી ફરી દહીંમાં ખલી એ પ્રમાણે પુટ આપવો, પછી મધમાં ખલી પુટ આપવો એ પ્રમાણે મોરથુથાની શુદ્ધિ થશે

બનાવટ—૧ ફુલાવેલો મોરથુથુ ૨ ગ્રહણી કપાટ રસ ૩ ગર્ભ વિલાસ રસ

૧ **ફુલાવેલો મોરથુથુ**—મોરથુથુને લોઢાના વડકામાં મૂકી નીચે ખુબ તાપ કરવો જેમ જેમ મોરથુથુને તાપ લાગતો જાય છે તેમ તેમ તેનો રંગ બદલાઇ ભુખરો થઇ જાય છે ફુલાવેલ મોરથુથુ વજનમાં ઓછો થાય છે

૨ **ગ્રહણી કપાટ રસ**—શુદ્ધ મોરથુથુ, શુદ્ધ હરતાળ, શુદ્ધ પારદ, લોહભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, શુદ્ધ ટંકણ, અને શુદ્ધ ગંધક એ દરેક એકેક ભાગ અને શંખભસ્મ ત્રણ ભાગ એ બધાને લીંબુના રસમાં ખલ કરી તે ચણાના બેદાને જરા નાનો

૩ **ગર્ભવિલાસ રસ**—શુદ્ધ પારદ શુદ્ધ ગંધક, શુદ્ધ મોરથુથુ દરેક સમભાગે લઇ ત્રણ દિવસ સુધી લીંબુના રસમાં ખલ કરી તેમાં એકેક ભાગ જીરૂ, કાળી જીરી, લીંડી પીપર, મરી અને સુંઠનુ ચૂર્ણ નાખી તે બધાને બરાબર મેળવી તેની વાલ વાલની ગોળી કરવી

ગુણ—પૌષ્ટિક, સ્તંભન, વાતિઘ્ર અને રોપણ

**મોરથુથુ વાપરતી વખતે રાખવી જોઇતી સાવચેતી**—વાપરતી વખતે મોરથુથુ જો હદ ઉપરાંત લેવાય તો તેથી ઉલટી થાય છે, ત્રાંબુ જે આપણે ભસ્મ કરી વાપરીએ છીએ તેમાં ત્રાંબા સાથે ગંધકનો

ગર્ભિણી સ્ત્રીના તેમજ સુવાવડી સ્ત્રીના ઉદર વ્યાધિમા મોરથુથુ ઘણો ઉપયોગી છે ગર્ભિણી સ્ત્રીના પેટશૂળમા તથા અજીર્ણમા તે વપરાય છે ગર્ભવિલાસ રસ ઉર્ફે સૂતિકા વિનોદરસ એ બાબતમા બહુ વપરાય છે ગમે તે કારણથી સૂતિકાની ઉદરવ્યાધિ થઇ હોય, પેટ મોટુ રહી ગયુ હોય અગર ગર્ભાશય ગાફેલાઇને લીધે યોગ્ય સકોચને પામ્યુ ન હોય તો આ સૂતિકા વિનોદરસ લેવો યોગ્ય છે

વાત વ્યાધિમા મોરથુથુ ઘણો સરસ છે તે મગજને પુષ્ટિ આપનાર છ અપસ્માર, હિસ્ટીરીઆ અને મગજની ઉપર તે બહુ વપરાય છે. ૧/૪ રતીભાર માત્રાથી જો તે લાબા વખત સુધી લેવામા આવે તો અચૂક તેથી ફાયદો દેખાવા સભવ છે જસત ભસ્મ બે ભાગ શુદ્ધ મોરથુથુ એક ભાગ, રૌપ્ય ભસ્મ એક ભાગ, ગળોસત્વ બે ભાગ, એ પ્રમાણે મેળવી તેને વેખડના રસમા ત્રણ દિવસ સુધી ખલી અરધા વાલની ગોળી કરી દિવસમા બે વખત લેવાથી અપસ્માર આવવાની મુદતમા ફેર પડે છે અને જો દરદની શરૂઆતમાજ આ ક્રમ જારી રાખવામા આવે તો આ દરદ વખતે અટકે છે ઉન્મા દરોગની અદર પણ મોરથુથુ આપવુ યોગ્ય છે મોરથુથુ લેવાથી ક્ષુધા બહુ લાગે છે અને મગજના ઉપર તેની પૌષ્ટિક અસર થવાથી મનિભ્રમ દબાય છે

બહાર લગાડવામા મોરથૂથુ ઘણો ઉપયોગી છે અને અક્ષિરોગમા મોરથુથુ અતિ ઉત્તમ ઉપાય છે અક્ષિપટની અદર તીક્ષ્ણ ચિન્હ સ્થાન થયા પછી મોરથુથુનું ટીપુ નખાય છે તેથી સ્રાવ બધ થાય છે તથા રતાશ કપાય છે જ્યારે આખમા ખીલ પડે છે ત્યારે જરૂર પ્રમાણે દરરોજ અગર એક બે દિવસને આતરે ખીલ ઉપર મોરથુથુનો કટકો ફેરવવાથી ખીલ હલકા પડે છે તેમજ કૃષ્ણમડળના રક્તજન્ય પુષ્પની અદર અને કેટલીક વખતે સાદા શ્વેત પુષ્પની અદર મોરથુથુના ટીપા નખાય છે. ઘણુ કરીને આ દરદોનુ મૂળ કારણ ખીલ

હોય છે, જે મોરથુથુ થી મટે છે અને તેથી પુષ્પ વિગેરે તેના ઉપદ્રવો પણ શાંત થાય છે. રતનજોતની સળીઓ જે જુદા જુદા રંગની આવે છે અને આંખમાં અંજાય છે તેમાં પણ મોરથુથુ છે એક ભાગ મોરથુથુ, એક ભાગ ફટકડી અને એક ભાગ સુરોખાર એ ત્રણ ચીજ ભેગી કરી તાપ આપવો એટલે તેનો રસ થશે, તેની અંદર તે ત્રણેના વજનથી પચાસમા ભાગનું કપુર નાખવું અને તેની સળીઓ કરવી. આ સળીઓને રતનજોતની સળીઓ કરે છે તે પાપણ ઉથલાવી દિવસમાં આશરે બે ત્રણ વખત કરવાથી ખીલ ઘસાઇ જાય છે અન્યત્ર એટલે આંખમાથી ગંધ તે કારણથી પાણી બહુ ઝરે છે તેનું મુખ્ય કારણ ઘણું કરીને ખીલ હોય છે માટે તે દરદમાં પણ મોરથુથુનો કટકો ફેરવાય છે અને તેના ટીપા આંખમાં પડે છે બાળકોની આંખો ઉઠે છે તેમજ પ્રમેહનો ચેપ અડવાથી જે અક્ષિપાક થાય છે, તેમા મોરથુથુનો કટકો ફેરવવો યોગ્ય છે આ સિવાય બીજી કેટલીક વર્તિની અંદર મોરથુથુ આવે છે જે પુષ્પ ઉપર સારો ફાયદો કરે છે આંખના ખુણામાથી કૃષ્ણભાગ તરફ થતી માંસવૃદ્ધિ ઉર્ફે વેલમાં પણ મોરથુથુના ટીપા પડે છે એક રતીભાર મોરથુથુને બે તોલા પાણીમા નાખી તેના ટીપા બનાવવા નાના બાળકોને ચેપ અડવાથી જ્યારે આંખો ઉઠી આવે છે તેમજ શીળી, ઓરી વિગેરે ઓપાની અંદર જ્યારે આંખ ઉઠી આવે છે ત્યારે વરમના સખ્ત ચિન્હ શાંત થયા પછી મોરથુથુના ટીપા નખાય છે.

આ સિવાય મોરથુથુ ત્વક્‌દોષની અંદર ઘણું વપરાય છે તેનો ગુણ સ્તભન હોવાને લીધે ખસ, ખરજવુ, દાદર વિગેરેમા જ્યારે કોઇ-પણ ભાગ કચકચતો હોય છે ત્યારે યોગ્ય પદાર્થ સાથે મોરથુથુની યોજના કરવામા આવે છે ખસને માટે જે ગંધકાદિ લેપ છે તેમા પણ મોરથુથુનો મુખ્ય ભાગ છે તેમજ ઉપર જે જુદા જુદા મલમો બનાવવામાં આવે છે તેમા ઘણું કરી પારો, ધતુરો અને મોરથુથુ નખાય છે

સાધારણ રીતે મોરથુથુને પાણીમા નાખી તે પાણી ચાંદાના ભાગ ઉપર રેડવાથી રસી રૂઝ માગી જાય છે અને રૂઝ જલદીથી આવે છે માથાની ઉંદરી ઉપર તેમજ ગુમડા ઉપર મોરથુથુનો મલમ સારૂ કામ કરે છે જ્યારે શરીરના કોઈપણ ભાગ ઉપર મોટા ધારા પડે છે તેમજ કેટલાક વ્રણો રૂઝ ઉપર આવતાજ નથી અને જારી રહે છે અને વ્રણ દુષ્ટ રૂપ ધારણ કરે છે ત્યારે મોરથુથુનો ભૂકો ભભરાવવાથી અગર તેના પાણી વડે પ્રક્ષાલન કરવાથી વ્રણની દુષ્ટતા દૂર થાય છે જ્યારે કારીખાર (અંગ્રેજી નાઈટ્રૂમ) લગાડવાથી બળતરા ઘણી થાય છે ત્યારે મોરથુથુનો કકડ લગાડવો યોગ્ય છે, તેથી બળતરા થોડી થાય છે ઉપદંશના ઘારામા મોરથુથુને બાળી તેને સમ ભાગ ગોપીચંદન સાથે મેળવી તેનો ઉપયોગ કરાય છે જો આ ઉમેરો દાબવાથી કદાપિ તે ધારામા બળતરા થાય તો તેમા ગોપીચંદનનો ભાગ વધારવો કેટલીક વખત આ ઉમેરામા ગોપીચંદનને બદલે ગેરૂ પડે છે તેથી બળતરા બિલકુલ થતી નથી ને ઠંડક થાય છે વિસ્ફોટકની અંદર જ્યારે આખા શરીર ઉપર ધારા પડી આવે છે, દાઢી વિગેરેનો અર્ધો ભાગ સડી જાય છે અને તે ઉપર બધું કચકચે છે ત્યારે મોરથુથુના પાણીથી તે ભાગ ધોવા જોઈએ દરેક કચકચતા ભાગને મોરથુથુના પાણીથી સાફ કરવા કહેલુ છે બાદ મોરથુથુના પાણીને તેલ સાથે મેળવી શરીર ઉપર ચોપડવાથી ચિરી ઘણીજ જલદીથી મટે છે

મુખપાકની અંદર મોરથુથુના પાણીના કોગળા કરવા ઘણાજ ફાયદાકારક છે જીભ, અવાળુ, તથા તાળવા ઉપર જ્યારે ધારા પડે છે અને પરૂ નીકળ્યા કરે છે ત્યારે મોરથુથુના પાણીના કોગળા કરવા ઘણાજ યોગ્ય છે મોરથુથુની સાથે બીજા કેટલાક સ્તંભન તથા ક્ષારહર પદાર્થો મેળવી તેનો ઉપયોગ ધારા પર લગાડવાથી રૂઝ તરત આવે છે ને જુદી જુદી જાતના દાતના મંજનમા વપરાય છે મંજનને માટે સાધારણ રીતે ફુલાવેલ મોરથુથુ પસંદ કરવામા આવે છે.

**દંત મંજન બનાવવાની રીત**–ફુલાવેલ મોરથુથુ એક ભાગ, ફુલાવેલ ટંકણ બે ભાગ, ફુલાવેલ ફટકડી ત્રણ ભાગ અને ચાક આઠ ભાગ આ પ્રમાણે મંજન બનાવી દરરોજ દાંતે લગાડવાથી સારો ફાયદો થાય છે તેથી દાંત મજબુત બને છે, મોઢાની ખારી દુર થાય છે અને અવાળુ પોચા પડી તેમાથી લોહી નીકળતુ હોય તો તે પણ બંધ થાય છે કેટલાક લોકો આ મંજનની માફક કાથો અને કાટાળા માયુ પણ ભેળવે છે ગળાની અંદર પડેલા ચાંદામા મોરથુથુના પાણીના કોગળા કરવા અપાય છે બાળકોને જ્યારે અજીર્ણ થાય છે ત્યારે અને તેને જ્યારે ધાવણ માફક નથી આવતુ ત્યારે કેટલીક વખત મોઢાની અંદર ચુનીઆ ઉપડી આવે છે. કુમળા બાળને માટે જેમ બને તેમ શાંત ઉપાય કરવા જોઇએ અને તે પ્રમાણે કાથો મધની અંદર મેળવી લગાડાય છે અને કદાપિ ચુલા બહુ જોરમા હોય અને ફાયદો ન થાય તો પછી મોરથુથુ લગાડવાથી ફાયદો થાય છે બાદ મોરથુથુના પાણીની પીચકારી બીજા સ્તંભન પદાર્થોની પેઠે પ્રમેહ અને પ્રદર ઉપર વપરાય છે ગુહ્યભાગ ઉપર પણ તેનુ પાણી છંટાય છે બગદર અને અર્બુદના ઘાગમા પણ મોરથુથુના કટકા લગાડવા કહ્યુ છે ત્રિફલાના ત્રિફલા ઉપર મોરથુથુ દહીમા ઘસી ચોપડવુ.

**માત્રા**–પૌષ્ટિક અને સ્તંભન તરીકે પાથી અરધી રતી, ઉલટી માટે એક વાલ, આંખની અંદર નાખવા માટે એક રતી મોરથુથુ અને બે તોલા પાણી બીજા ઘા ઉપર એક વાલે એક તોલા પાણી



ગુણ–શોધક, ઉષ્ણ, વિષમક

**રસકપૂરની ઝેરી અસર**—મુંબઇ ઇલાકાની અંદર જે ઝેરી પદાર્થો વેચવાનો સાધારણ રીતે પ્રતિબંધ છે તે ઝેરી પદાર્થોના લીસ્ટમાં રસકપૂર દાખલ કરવામાં આવ્યો છે, રસકપૂરની ઝેરી અસર બે રીતે થાય છે એક તીક્ષ્ણ અસર અને બીજી જીર્ણ અસર તીક્ષ્ણ અસરની અંદર રસકપુરનો ઘણો મોટો ભાગ લેવાય છે અને આત્મહત્યા કરવાવાળાઓ તેનું સેવન વધારે કરીને કરે છે, ખુન કરવાના હેતુથી રસકપુરનો ઉપયોગ થઇ શકવો ઘણો મુશ્કેલ છે કારણકે તે મોઢામાં લેવાથી ઘણું ઉગ્ર, દાહકારક અને ગળામાં ચરેડી પડે તેવું છે અને તેથી લેનાર માણસને ખબર પડયા વિના રહેતી નથી

**રસકપુરનાં ઝેરી ચિન્હો**—જ્યારે રસકપુરની બહુ મોટી માત્રા લેવામાં આવી હોય ત્યારે લેનાર માણસને તેનો ઉગ્ર સ્વાદ તથા ગળાની અંદર દાહ જણાય છે અને ગળે મુઝ આવતી હોય તેમ તેને જણાય છે તેથી ઠેઠ પેટ સુધી બળતરા થયા કરે છે થોડી મીનીટમાં પેટની અંદર દુખાવો થાય છે અને પેટ ઉપર હાથ મુકી શકાતો નથી દરદીને મોળ આવે છે, તરતજ ઉલટી થાય છે અને ઉલટીની અંદર લોહી પડે છે તેમજ સખ્ત ઝાડા થઇ આવે છે અને તેમાં પણ લોહી પડે છે, નાડી જલદ અને અનિયમિત થાય છે, દરદી મુઝાય છે શ્વાસ રુંધાય છે, હોઠ કાળા પડી જાય છે અને આંખો ઉંડી ઉતરી ગએલ જણાય છે, શરીરે પરસેવો વળે છે, ડીલ ઠંડું થતુ જાય છે, હાથપગમાંથી ખૂજ છુટે છે, કેટલીક વખતે પગમાં ગોટલી ચડે છે, પેશાબ બંધ થાય છે, મોઢું ફીકુ પડી જાય છે અને દરદી બેભાન થઇ થોડા થોડા વખતમાં ગુજરી જાય છે એક વાલ રસકપૂર મોટા માણસને મૃત્યુ કરવા માટે બસ છે,

**રસકપૂરનાં જીર્ણ ઝેરી ચિન્હ**—જ્યારે ઉપદંશને માટે અને ફીરંગને માટે અજાણ વૈદ્યો રસકપૂર વાપરે છે અને તેઓ માત્રાની

ભૂલ કરે છે અગર તે વાપરતી વખત દરદીની યોગ્ય સભાળ નથી રાખતા ત્યારેજ રમકપુરના જીર્ણ ઝેરી ચિન્હ માલમ પડે છે અને આપણામા માંદાગ્યુ રીતે થોકો તો રમકપુર ફુટી નીકળ્યો કહે છે જ્યારે રમકપુર દરદીને ખવડાવવા હોય ત્યારે બે વખત દરદીની યોગ્ય સભાળ લેવી જોઇએ અને રમકપુરની અસર શરીર ઉપર થઇ છે એમ માલમ પડે કે તરતજ તેનો ઉપયોગ બધ કરવો જોઇએ જ્યારે રમકપુર આવી રીતે ખવડાવવામા આવે છે ત્યારે તેનુ ચિન્હ પહેલુ વહેલુ એ દેખાય છે કે મોઢાની અદર થુક ઘણુ વધે છે બે ચાર કે આઠ દિવસ રમકપુર આપ્યા પછી આ ચિન્હ દેખાઇ રહે છે અવાળુ સુજી આવે છે ને તે પોચા પડી તેમાથી લોહી નીકળે છે તથા શ્વાસ ગધાય છે જો આટલેથીજ ચેતી તેનો યોગ્ય ઉપાય કરવામા ન આવે અને રમકપુર વધારે અપાય તો ગળાની ગાંઠો સુજી આવે છે, જીભ સુજી જાડી થઇ જાય છે, મેહુ આવી જાય છે, આખો ચહેરો સુજેલો જણાય છે અને દાત બધા સડીને પડી જાય છે કેટલીક વખત તેની અસરથી બીજા ભાગના હાડકામા પણ સડો પેસે છે ઘણુ કરી આવી સ્થિતિમા દરદી થોડા દિવસમા ગુજરી જાય છે અને જો કદાપિ તે બચે છે તો તેની અસર કેટલાક વર્ષ સુધી અગર જીદગી પર્યંત તેને ભોગવવી પડે છે કેટલાકને જીદગી પર્યંત દાત જામવ રહે છે, તેમનાથી બરાબર ચવાતુ નથી તેમજ મરચા કે ગરમ ચીજ પણ ખવાતી નથી કેટલાકને છાતીમા દાહ અને ભીમ થાય છે અને બગાખામા લોહી પડે છે વળી કેટલાક ઉદરરોગના ભોગ થઇ પડે છે અને જરા ગરમ ચીજ ખાવાથી તેમને લોહીખડ ઝાડો થઇ આવે છે એમને પેશાબમા દાહ થાય છે તો બીજાના હાડકા વળી જાય છે અને ત્રીજાને વખતોવખત પેટ પીડ ઉપડે છે

**ઉપાય** જ્યારે તીહાળ રમકપુરના ઝેરી ચિન્હો માલમ પડે ત્યારે દરદીને ચાંબાગદાર અતિ આપવા નરમ પાળો જુલાબ લેવાથી અગર

તેને પાણીમા નાખી સાકર સાથે પીવાથી તેમજ ઇસબગુલને પાણીમા નાખી પલાળીને તે પીવાથી સારો ફાયદો થાય છે, જીર્ણ ઝેરી અસર દૂર કરવા માટે એકદમ રસકપુરનો ઉપયોગ બધ કરવો જોઇએ મહું અને મોઢાની અદરના તમામ ભાગો ગરમ પાણીથી એકદમ સાફ કરવા. મીઠુ અને ગરમ ચીજનો ઉપયોગ તદન બધ રાખવો અને યોગ્ય ઉપાય વડે વરમના સખ્ત ચિન્હ શાન થયા પછી મોરથુથુ અને ફટકડીના પાણીના કોગળા કરવા સખ્ત પાકના ચિન્હ શાત થવા માટે વરમ શાત થવાની યોગ્ય ચિકિત્સા કરવી મોઢા ઉપર ઉના પાણીનો શેક કરવો ઉના કોગળા કરવા ને તદન સડી ગએલ દાન કાઢી નાખવા પરૂનો ભાગ સાફ કરવો તેમજ અદર ખાવાને માટે અહીફિન ની સાથે બીજી શીતળ અને પેટનો દાહ શમન થાય એવી દવા આપવી જોઇએ

ઉપયોગ—જે જે દરદો ઉપર પારો ઉપયોગી થઇ પડે છે તેને દરદો ઉપર રસકપુર વાપરવો યોગ્ય છે ઉપદશની દરેક વ્યાધિમા રસકપુર અપાય છે ઉપદશ એટલે ગરમી અગર ચાદી જે ફુટી નીકળે છે તમા રસકપુર એક અકસીર ઇલાજ છે. શરીરમા થએલ ચદા રસકપુરના સેવનથી રૂઝાય છે હાડકાની અદરનુ દુખવુ ને સાધાની પીડા તેમજ કેટલાક દુષ્ટ વ્રણ જે ઘણા લાબા વખત સુધી ચાલે છે અને રુઝાતા નથી તથા જુદા જુદા ભાગમા સળો કરી ઠેઠ હાડકા સુધી ઉતરી જાય છે તેવા દરદોમાં કેશરાદિ ગોળી આપવી યોગ્ય છે, ઉપદશને લીધે ખરી પડતા વાળ અને ચામડીની ઉપર ફુટી નીકળતા ફોડલા અને ગ્રથીની અદર રસકપૂર ખાવા અપાય છે તે સિવાય હાડી ઉપર સળો, કેટલીક જાતના મુખપાક, તાળવાનુ સડવુ, નાકનુ બેસી જવુ, જુદી જુદી ગાંઠોનુ ઉપડવુ, વૃષણનુ સૂજી આવવુ તેમજ પુઠના મસા વિગેરે દરેક ઉપદંશજન્ય વ્યાધિમા કેશરાદિ અગર રસકપૂર અપાય છે. એક ભાગ રસકપૂર અને એક ભાગ નવસારને નવસે સાઠ ભાગ પાણીમાં મેળવી, તે પાણીમાથી જરૂર પ્રમાણે દિવસમા એક, બે અગર

ત્રણ વખત બે આનીથી પાવલા ભાર પાણીની માત્રા બે ચાર માસ સુધી લેવાથી શરીરે ફુટી નીકળતી ગરમી દબાય છે, ઉપદંશને માટે જ્યારે રસકપૂર વાપરવાનો હોય ત્યારે તે ઘણી લાંબી મુદત સુધી વાપરવો જોઈએ અને તે વાપરતી વખતે વચમાં થોડા ઘણા દિવસ તેનો ઉપયોગ બંધ પણ કરવો જોઈએ આંખ, કાન, નાક, દાંત ઉપર ગરમીથી થએલી વિકૃતિને તે દૂર કરે છે, ઉપદંશની અંદર જેમ રસકપૂર ખવાય છે તેમજ ઉપદંશથી પડેલા ચાંદામાં તેના પાણીનું પ્રક્ષાલન ઘણું ઉત્તમ છે ગંભીર ગુમડાની અંદર પણ રસકપૂરનો ઉપયોગ કરવા કહેલ છે હવાની અંદર બારીક ઝેરી તંતુઓ જે ફરે છે અને જે કાપકૂપ કરેલા ભાગ ઉપર અડવાથી અમુક જાતનો ઝેરી સડો ઉત્પન્ન કરે છે તે જંતુઓનો રસકપૂર નાશ કરે છે હાથપગ વિગેરે કેટલાક અવયવોને કાપ્યા પછી જ્યારે રૂઝ નથી આવતી અને સડો થયા કરે છે ત્યારે ઝેરી જંતુઓનો અગર ઉપદંશનો શક પડે છે એક ભાગ રસકપૂરને સો ભાગ પાણી સાથે મેળવી તે પાણી વડે જખમ ધોવાથી રુઝ ઘણી જલદીથી વળી આવે છે જ્યારે શરીરના સાંધા બધા ઝલાઈ જાય છે ત્યારે કેશરાદિ ગોળી આપવાથી સાંધા છૂટે છે ફીરંગ વ્યાધિ જે ઉપદંશનો ભેદ છે અને જે ઉપદંશનું એક સખ્ત રૂપ છે તેની અંદર રસકપૂર ઘણો પ્રશસ્ત છે રસકપૂરથી 'જૂ' નો એકદમ નાશ થાય છે ત્વચારોગની અંદર તે ફાયદો કરે છે તેમજ તેના ટીપા કેટલીક વખત અધિમન્થ રોગની અંદર આંખમાં પણ નાખવામાં આવે છે.

માત્રા—રસકપૂરની ૧ ૧૬ થી ૧ ૪ ઘઉંભાર, કેશરાદિની એકથી ચાર ગોળી

પથ્ય—તેલ, મરચું, મીઠું વગેરે ખાવું નહિ જ્યાં સુધી કેશરાદિ કે રસકપૂરની ગોળી પણ ખવાતી હોય ત્યાં સુધી દાંતે હમેશાં મંજન કરીને મોઢું સાફ રાખવું

# રૂપું SILVER

**વર્ણન**–રૂપુ દરરોજના વપરાશની ધાતુ છે. દવા તરીકે તેની ભસ્મ ઉપયોગી છે સોનાની માફક તેનો પણ વરક થાય છે.

**શોધન તથા મારણ**–રૂપાના બારીક પતરા કરી અગ્નિ ઉપર તપાવી તેને તેલમા, કાંજીમા, ગૌમૂત્રમા ને કળથીના ક્વાથમા ત્રણ ત્રણ વખત બોળવાથી તેની શુદ્ધિ થાય છે, પછી એક ભાગ હરતાળ લઇ તેને લીંબુના રસમા ઘુટી તેથી ત્રણ ગણું રૂપુ લઇ તેના માથે હરતાળનો લેપ કરી તેને મુસની અંદર મૂકી તેનુ મોઢું બંધ કરી તેને ત્રીસ અડાયા છાણાંનો તાપ દેવો આ પ્રમાણે ચૌદ વખત તાપ દેવાથી શુદ્ધ રૌપ્ય ભસ્મ થાય છે

**બનાવટ:**–૧ રૌપ્ય ભસ્મ ૨. વાતગજાકુશ

**રૌપ્ય ભસ્મ**–આની બનાવટ ઉપર અપાઇ ગઇ છે.

**વાતગજાકુશ**–શુદ્ધ પારદ, અભ્રક ભસ્મ, લોહ ભસ્મ, સુવર્ણ ભસ્મ, તામ્ર ભસ્મ, રૌપ્ય ભસ્મ, શુદ્ધ હરતાળ, શુદ્ધ ગધક સુંઠ, ધાણા ચીકણામુળ, કાયફળની છાલ કાકડાશીંગી, વછનાગ, પીંપર, મરી એ બધા એકેક ભાગ અને હરડા બે ભાગ એ બધાને બારીક મેળવી તેને નગોડ અને મુડીના રસમા એકેક દિવસ ઘુટી તેની બબ્બે રતીભાર ગોળી કરવી

ગુણ–પૌષ્ટિક તથા વાતહર

ઉપયોગ–રૂપાની ભસ્મ સોનાની માફક પૌષ્ટિક ગણાય છે પણ તેટલી તે અસરકારક નથી વિવિધ પ્રકારના વાતવ્યાધિ ઉપર તે બહુ અપાય છે નબળાઈ, અપસ્માર, હીસ્ટીરીઆ તેમજ મગજના બીજા જીર્ણ રોગ ઉપર રૂપુ પ્રશસ્ત છે તે લેવાથી આક્ષેપ આવવાની મુદત લબાય છે તેમજ તે રક્તપિત અને અર્શના ઉપાયમા આવે છે ક્ષયજીર્ણ

ઉધરસ, પાડુ વિગેરે દરદોમા રૌપ્ય ભસ્મ વપરાય છે. જીર્ણ પ્રમેહ તથા પ્લીહના વ્યાધિમા તે ઘણો સારો ઉપાય છે રૌપ્યભસ્મ શીતવીર્ય છે તેથી તે પિત્તના પ્રકોપને શાત કરે છે વાતગજાકુશ જુદી જુદી જાતના વાત વ્યાધિ ઉપર અપાય છે.

**અનુપાનઃ**–દાહયતો હોય તો સાકરમા આપવુ, વાત અને પિત્ત ઉપર ત્રિફળામા, પ્રમેહ ઉપર તજ, તમાલપત્ર અને એળચીમા, પિત વિકારોમા આમળાના મુરબ્બામા, શતાવરીમા લીધાથી બળ, વીર્ય વધે છે અને ભુખ પણ સારી લાગે છે. એલચીદાણા સાકર અને ઘીમા આપવાથી ઉન્માદ, શિરોરોગ, પ્રમેહ, જ્વર, પિત્ત, ગરમીના સર્વ રોગ દૂરથઇ પુષ્ટતા પ્રાપ્ત થશે

**માત્રાઃ**–રૌપ્ય ભસ્મ ૧/૧૬ થી ૧/૪ ઘઉંભાર, વાતગજાકુશ ૨ રતીભાર.

**પથ્ય**—સોનુ ખાવા કરતા રૂપુ ખાવામા વધારે સભાળ રાખવાની જરૂર પડે છે તેલ, મરચુ, હીંગ, ગરમ ચીજ તથા મીઠાની સખ્ત મનાઇ કરવામા આવે છે

# રૌપ્ય માક્ષિક

**વર્ણન**–જેમ સોનામખીના પીળા ચકચકતા કટકા આવે છે તેમ રૂપામખીના ધોળા કટકા આવે છે

**શોધન તથા મારણ**–રૂપામખ[illegible] ખુબ ઝીણી ખાડી કપડે ચાળી તેનો બારીક ભુકો કરી તેને [illegible] રાખવો પછી તે ભુકાને લીંબુના રસમા ઘુટી સખ્ત તડકામા એક દિવસ સુધી સુકવવો આથી તેની શુદ્ધિ થાય છે કેટલાક વૈદો તેને લીંબુના રસમા નાખી ખુબ ઘુટી તડકે સુકવવાને બદલે નીચે ખુબ તાપ આપે છે અને જ્યારે

લાલ પાકે ત્યા સુધી હલાવે છે આ બેગાથી ગમે તે રીતથી શુદ્ધ કરેલી રૌપ્યમાક્ષિક કામ લાગે છે, કારણુકે શેકવાથી તેનો ગુણુ ભસ્મ જેવો થઇ જાય છે તોપણુ તેની ભસ્મ બનાવવાનો બીજો રસ્તો એવો છે કે લીંબુના રસમા ધૂટી તડકે સુકવી શુદ્ધ કરેલ રુપામખીને કળથીના કવાથની ભાવના દઇ શરાવ સપુટમા નાખી ગજપુટનો તાપ દેવો

રૂપામખીને શુદ્ધ કરવાની એક આ પણુ રીત છે કે રૂપામખીને એક દિવસ સુધી વાઝણી કંકોડી, મરડાશીંગ અને લીંબુના રસમા વાટી આકરા તડકામા સુકવવી.

ગુણુ –વિશેષત –પૌષ્ટિક, તેનુ સેવન કરવાથી પ્રમેહ, કુષ્ઠ, કૃમિ, સોજો, પાડુ, અપસ્માર અને અશ્મરીનો નાશ થાય છે એમ કહેલુ છે.

**ઉપયોગ** –તેના ગુણુ સુવર્ણુમાક્ષિકને મળતા છે તોપણુ સુવર્ણુ-માક્ષિક જેટલી દવામા વપરાતી નથી એ રૂપાનો ક્ષાર છે પ્રમેહ, કુષ્ટ, પાડુ તથા અપસ્માર વિગેરે દરદોમા વપરાય છે,

**માત્રા** –શુદ્ધ રૌપ્ય માક્ષિકની અથવા તેની ભસ્મ એકથી બે વાલ.



## લવણુ COMMON SALTS

**વર્ણુન** –લવણું આઠ જાતના થાય છે. ૧ સિંધવ અથવા સિંધા-લૂણુ ૨ સમુદ્રમીઠ.અથવા સાધારણુ મીઠુ ૩ બીડ લોણુ અથવા ખાર લવણુ અથવા વડાગરૂ મીઠુ ૪ સોવર્ચલ એટલે સંચળ ૫ સાભર મીઠ જે મારવાડની અદર એક તળાવની અદર જામે છે તે. ૬ ઓદ્ભિદ ૭ ગુટિકા ૮ પાશુજ. આમાના પહેલા પાંચને પચલવણુ અથવા લવણુ પચક કહે છે. જ્યારે કોઇ પણુ જાતનું મીઠુ ન મળતુ હોય ત્યારે તેના અભાવમા સિંધાલૂણુ લેવાનો ચાલ છે.

૧. **સિંધવ અથવા સિંધાલુણ**—એ સિંધુ નદીની તરફ થાય છે. પંજાબમા ખીવડાની ખાણોમાથી એ ઘણુ નીકળે છે, સિંધુ નદીના ખારા પાણીમા આ મીઠું કયા પણુ જામી રહેલુ હોય છે. એ ત્રણુ જાતનું થાય છે. ૧ ધોળુ ૨ રાતુ અને ૩ પાસાવાળુ- સિંધાલૂણુ બધે મળી આવે છે તેને ભાગવાથી સરખા ચપટા કપોટા ઉખડી આવે છે. જે સફેદ સિંધાલૂણુ મળે છે તે હવાની અંદરના પાણીના ભાગને લીધે કરીને જામી ગએલુ સિંધાલૂણુ હોય તેવું દેખાય છે. તેની અંદર પાણીનો ભાગ વધારે રહેલો હોય છે.

૨ **સમુદ્રમીઠ**:—આપણે જે મીઠું સાધારણુ રીતે વાપરીએ છીએ તે સમુદ્રમીઠ છે દરીઆના પાણીમાથી તડકાને લીધે જામી ગએલુ તે મીઠુ છે. અપવાસની વખતે અને જ્યારે મીઠુ નથી ખવાતુ ત્યારે તેને બદલે સિંધાલૂણુ વાપરવામા કોઇ પણુ જાતની હરકત નથી.

૩ **બીડલોણુ**—એ વડાગરૂ મીઠુ છે તે આમળાના પાણીની અંદર મીઠાને ઉકાળવાથી બને છે.

૪ **સંચળ**.—સંચળને કાલાનીમક પણુ કહે છે અને મરાઠી લોકો તેને પાદેલૂણુ કહે છે.

૫ **સાંબારમીઠ**—એ અજમેરની પાસે એક સાબર નામે તળાવ છે તેનુ જમાવેલુ મીઠુ છે.

૬ **ઔદ્ભિદ**—એ એક જાતની ખારી ભોયમાથી ઉપસી આવી જામી રહેલું મીઠું છે.

૭ **ગુટિકા**:—એ મીઠુ હાલમા મળવુ મુશ્કેલ છે. પણુ મીઠાને ઉકાળવાથી તેની ગાંગડીઓ બંધાઇ જાય છે અને તેથી તેને ગુટિકા નામનું મીઠું કહે છે.

૮ **પાંશુજ**—ખારી ભોયમાથી આ મીઠુ નીકળે છે અને તે ધૂળ સાથે મળેલું હોય છે તેથી તેને પાશુજ કહે છે.

અનાવટ:-૧ ભાસ્કર લવણુ ચૂર્ણ ૨ સોમાગ્નિ મુખરસ.

**૧ ભાસ્કર લવણુ ચૂર્ણ**-મીઠુ બત્રીસ તોલા અને સચળ ૨૦ તોલા, બીડલવણુ, સિંધાલુણુ, ધાણા, પીપળીમૂળ, કાળીજીરી, તાલીસપત્ર, નાગકેસર, તમાલપત્ર, આમ્લવેતસ એ દરેક આઠ આઠ તોલા તજ એળચી બબ્બે તોલા એ બધાને ભેગા કરી ચૂર્ણ કરવુ.

**૨ સોમાગ્નિ મુખરસ**-પચ લવણુ સમભાગે લઇ તેને આદૂના રસની પદર દિવસ સુધી ભાવના દેવી અને તેની ચણાના જેવડી ગોળી કરવી

**ગુણ**-દીપન, સારક, વાતહર અને વાન્તિકારક

**ઉપયોગ**-આ બધા લવણોના ગુણુ મળતા છે અને તેનો ઉપયોગ પણુ મળતો છે તેમજ એક બીજાના અભાવમા એક બીજાને વાપર્યા હોય તો તેમા ઝાઝો ફેર પડતો નથી અજીર્ણુના જુદા જુદા રૂપમા આ બધા લવણો વપરાય છે. તેથી પેટશુળ મટે છે તથા આફરામા અને પેટચૂકમા ફાયદો થાય છે. પાચનશક્તિને માટે સિંધાલુણુ અને બીડલવણુ એ બીજા લુણુ કરતા ચડીઆતા છે અને તેથી તે અજીર્ણુની અદર અપાય છે તે આપ્યાથી અપાનવાયુનો મોક્ષ થાય છે અને ક્ષુધા લાગે છે તથા રૂચિ ઉત્પન્ન થાય છે બડોલની વૃદ્ધિમા ને ઉદરરોગમા તેમની યોજના મુખ્ય છે. સમુદ્ર લવણુ અથવા સાધારણુ મીઠુ એ વધારે કરીને સારક છે અને સચળની અદર બધા લવણુ કરતાં અપાન વાયુનો મોક્ષ કરવાનો ગુણુ વધારે રહેલો છે; જેથી આવી રીતે પચ લવણુનો સંજોગ ભેગો કરવાથી ઝાડો સાફ આવે છે, પવન છુટે છે, પેટ ચડેલુ હલકુ પડે છે અને અનાજનું પૂરેપૂરૂં પાચન થાય છે. મીઠાને તેમજ સિંધાલૂણુને ઉષ્ણોદક સાથે પીવાથી ઉલટી થાય છે અને તેથી પિત્ત શાત થાય છે તેમજ લવણુનો ઉપયોગ ઝાડા વાટે પણુ પિત્તને મુક્ત કરે છે. પિત્તના ગુલ્મ ઉપર

લવણુ સાધારણુ રીતે વપરાય છે આ દેશની અંદર મીઠાના પોતા જખમ ઉપર મૂકવામા આવે છે અને તેથી રક્તસ્રાવ જલદીથી બંધ થાય છે મીઠાના પાણીના પોતા મૂકવા એ સાદા પાણી કરતા દરદીને વધારે દુઃખદાયક છે

કોલેરાની અંદર લવણુનો ઉપયોગ ઘણા જુના વખતથી કરવામા આવે છે થોડી માત્રામા લવણુ ભાસ્કર ચૂર્ણ આપવાથી ઉલટી દબાય છે અને ઝાડામા ફેર પડે છે તે સિવાય સિંધાલુણથી સિદ્ધ કરેલુ તેલ ચોળ્યુ કે તરત કોલેરાની સખ્ત ગોટલી દબાય છે સિંધાલૂણ અને કુલીંજન સમભાગે લઇ તેને તેલમા કકડાવવા અને તે તેલ ચોળવાના ઉપયોગમા લેવુ અગર સિંધાલૂણ અને કુલીંજન લઇ તેથી ચોગણુ મીઠુ તેલ નાખી માહે મોળગણી ડાસ નાખી, ડામનો ભાગ બળી જતા ફક્ત તેલનો ભાગ બાકી રહે ત્યારે ઉતારવુ આ તેલ ચોળવાથી કોલેરાની ગોટલી બેસી જાય છે, સાદી કળતર દબાય છે અને કોઇપણ ભાગમા શૂળ કે વેદના થતી હોય તો તે ઉપર ચોપડવાથી ફાયદો થાય છે તે સિવાય આ તેલ ઉરુસ્તંભ અથવા બીજા સાંધા ઝલાઇ ગયા હોય તે ઉપર ચોળવાથી સાંધા છુટા થાય છે જ્યારે કોઇપણ જખમ થવાથી અગર મોટુ વ્રણ થવાથી તે ભાગ રૂઝતી વખતે સંકોચાઇને ટુકો થઇ જાય છે, અને વળતો નથી ત્યારે પાચ પંદર દિવસ તે ભાગ ઉપર સિંધાલૂણનો કટકો રાખવાથી ઘણો સારો ફાયદો થાય છે, કટિશુળ અને કટિગ્રહ કેટલીક વખતે અજીર્ણની વિકૃતિમાથી થઇ આવે છે તેમજ કેટલીક અજીર્ણની વિકૃતિ આમ વાતની વિકૃતિમાથી ઓળખવી પણ મુશ્કેલ થઇ પડે છે, ત્યારે લવણુભાસ્કરનુ ચૂર્ણ આપવુ યોગ્ય છે આમ વાતની અંદર તે અપાય છે. પ્લીહોદર અને યકૃતાદરની અંદર સચળ બીજા ક્ષાર કરતા વધારે સારો ફાયદો કરે છે, સાધારણુ રીતે કેટલાક ભાગની અંદરની પીડા ઉપર તેમજ કેટલીક ગાંઠો ઉપર મીઠાની ખીર ચોપડવાનો રિવાજ આ દેશમા ચાલે છે અને તેથી ફાયદો થાય છે.

મીઠાના પાણીવડે દુષ્ટવ્રણ ધોવાથી તેનો સડો દૂર થાય છે અને રૂઝ તરત આવે છે આંખના ફુલાની અંદર અને આંખના ખીલની અંદર તેમજ અભિષ્યંદની અંદર વડાગરા મીઠાને છાસના ટીપા સાથે વાટી તેનુ ભરણુ ભરવાથી આંખના કાળાભાગ ઉપર પડેલા વાવલા દૂર થાય છે કૃષ્ણમંડળના ક્ષતના પૂર્વ ચિન્હ તરીકે કૃષ્ણમંડળ ઉપર કેટલીક વખતે ધોળા ધોળા ટપકા દેખાય છે ભેત્રણુ ભગણુ આજવાથી આખ સાફ થાય છે મિથાલૂણનુ કકડાવેલ તેલ કર્ણશૂળમા પડે છે તેમજ તે તેલ કાનની આસપાસના ભાગમા ચમકા નીકળતા હોય તે ઉપર પણ ચોપડાય છે.

માત્રા—લવણ ભાસ્કર ચૂર્ણ પાથી અરધો તોલો, સોમાગ્નિ મુખરસ એકથી બે ગોળી

---

## લોહ IRON

સઘળી ધાતુઓમા સુવર્ણ અતિમૂલ્ય મનાય છે પણ તીક્ષ્ણ લોહ, ગજવેલ આદિની બનાવેલી વસ્તુની જે કીંમત ઉપજે છે તેવી સુવર્ણની કદિ ઉપજી શકશે નહિ એક રતલ ગજવેલના ખીસામા રાખવાના ઘડીઆળ બનાવવા માટેના જે બાલ બનાવવામા આવે છે તેની કીંમત રૂા ૧૦૦૦૦ દશ હજાર ઉપજે છે

૧ રંકથી રાજા સુધી લોહુ સર્વના ઉપયોગની ચીજ છે

૨ લોહાના અનેક યત્રો તેમ વિદ્યુતની હજારો શોધો લોહાના પ્રતાપેજ થઇ શકી છે

૩ શરીર—રચનામા પણ પરમાત્માએ લોહુ મુકેલુ છે.શરીરનો આધાર રક્તપર છે અને રક્તમા પણ લોહુ રહેલુ છે

૪ માતાના દુધમા પણ પ્રભુએ લોહાનો અંશ મુકેલો છે

૫ લોહીમા લોઢાનુ પ્રમાણુ વધારે હોવાથી ચ્હેરા ઉપર અને શરીરઉપર લાલી વધારે હોય છે અને ઓછુ હોય તો ચ્હેરોફીકકો અને નિસ્તેજ બની જાય છે.

૬ શરીરમા રકતમા રહેલા લોહ અને લોહમાથી બનતા બીજા ક્ષારોને લીધેજ પ્રાણુવાયુ (OXYGEN) ચૂસાય છે

૭ શરીરમા રહેલા લોહના પ્રમાણુને લીધેજ સાધાઓ મજબુત અને તાકાતવાળા બની રહે છે.

૮ આતરડાના સ્નાયુઓના પરમાણુમા લોહની ખોટ પડે તો તે કામકરવા અશક્ત બની અતિસાર અને સગ્રહણી ઉત્પન્ન કરે છે.

૯ સાર એ છે કે લોહની ખોટ પડવાથી ઢીલા અને નિર્બળ પડેલા સ્નાયુઓના અણુઓની જ્યારે પુન ખોટપુરી પાડવામા આવે છે, જ્યારે રકતવાહિનીઓના તંતુઓને ખુટતુ લોહ પુરુ પાડવામા આવે છે ત્યારે તેઓ સકોચાઇને પોતાની મૂળ હાલતમા આવવાથી તેમાં જહર જેટલુજ માઇ શકે છે. અને તેથી સોજા અને તે સાથેનો જહર બંધ થાય છે.

લોઢુ ત્રણુ જુદા જુદા રૂપથી ઔષધમા વપરાય છે ૧ કાન્ત લોહ જેમાથી ભસ્મ બને છે ૨ લોહકીટ જેમાથી મડુર થાય છે તે અને ૩ લોઢાના જુદા જુદા ક્ષાર. ઔષધની અદર ખરૂ લોઢુ તેમજ ગજવેલ વપરાય છે અને સાધારણુ રીતે વૈદ્યો ઘોડા છાપની ગજવેલમાથી લોહભસ્મ બનાવે છે. ઘોડા છાપની ગજવેલમાથી લોહભસ્મ બનાવવામા આવી હોય અગર ખરા લોઢામાથી લોહભસ્મ બનાવવામાં આવે તો પણુ તેમના ગુણુમા કાઇ ફેર નથી તે બન્નેના ગુણુ એક સરખાજ છે. મડુર બનાવવાને માટે જેમ બને તેમ જુના કટોડા લેવા. ઓછામા ઓછા બે હજાર વરસ ઉપરાતના કટોડા હોય તો સારૂ. એ ન મળવાથી કેટલાક સો વર્ષના કટોડા પણુ વાપરે છે.

શોધન તથા મારણ-થોડા છાપની ગજવેલ અગર ખરૂં લોઢું લઇ તેના પાતળા પતરા કરવા અને તે પતરાંને તપાવી સાત સાત વખત તેલમા, છાશમા, ગૌમૂત્રમા અને કળથીના ક્વાથમા બોળવાં. લોઢાના પતરાને તપાવી આ પદાર્થની અંદર બોળતી વખતે તેઓ તદ્દન ઠરી જાય છે. તેલ, છાશ વિગેરે ચુસી શકાય તેટલો પ્રવાહી પદાર્થ ચુસી લે ત્યા સુધી તેમને તે પ્રવાહીમા રહેવા દેવા. તપાવેલ પતરાને ઝબોળી તરત કાઢી લેવા નહિ કારણ કે તેથી તેઓ પૂરેપૂરો પ્રવાહી પદાર્થ ચુસી શકતા નથી અને તેથી પૂરેપૂરા શુદ્ધ થતા નથી. ગૌમૂત્ર અને કળથીના ક્વાથમા બોળતી વખતે બહુ સંભાળ રાખવાની જરુર નથી પણ તેલમા અને છાશમા બોળતી વખતે વૈદ્યે સભાળ ગખવી જોઇએ. છાશમા પતરા બોળવાથી છાશ એકદમ ઉભરાય છે અને બધી છાશ ઢોળાઇ જાય છે માટે તેને પહોળા ઠામમા રાખવી અને જેમ જોઇએ તેમ છાશ લેવી. એક સામટી બધી છાશની અંદર પતરા બોળવાથી તે બધી છાશ ઉડી પડે છે તેલની અંદર પતરાં બોળતી વખતે તેમાથી એકદમ ધુમાડાના ગોટેગોટા નીકળે છે. આ ધુમાડો નુકશાનકારક છે માટે વૈદ્યે તે ધુમાડો લેવો નહિં. નુકશાનકારક થઇને તેમા કાંઇ ઝેરી અસર રહી નથી પણ તેની ઉગ્ર દુર્ગન્ધીને લીધે માથુ ચડી આવવા સંભવ રહે છે. વળી એક બે વખત પતરા બોળ્યા પછી તેલ બાકી જાય છે અને પછી તપેલ પતરાં તેમા બોળતી વખતે તેમાથી એકદમ ભડકો થાય છે અને બધુ તેલ એકદમ બળવા માડે છે. આમ થાય કે વૈદ્યે એકદમ તે ઉપર બીજુ વાસણ ઢાંકી દેવુ. અંદર પવન નહિં જવાથી ભડકો એકદમ ઠરી જશે. જો આ સભાળ રાખવામા નથી આવતી તો વખતે છાપરાં સુધી ઝાળ પહોંચી જાય છે, માટે જ્યારે તે બળવા માડે કે તેની અંદર બીજું કાચું તેલ રેડી દેવુ જોઇએ. ઉપર કહ્યા પ્રમાણે ચારે ચીજમા બોળવાથી લોહ શુદ્ધ થાય છે. તે શુદ્ધ થએલ પતરાંને કાનસથી ઘસી ભૂકો

ભૂકો કરવો. આ શુદ્ધ ભુકાના વજનથી તેમા બારમા ભાગનો હીંગળો નાખવો ને પછી કુવારના રસમા બે પહોર મર્દન કરવું. ત્યાર બાદ શરાવ સપુટ કરી કપડમાટી લગાડી ગજપુટમા મુકી દેવુ આવી રીતે સાત વખત કરવુ આઠમો પુટ દેતી વખતે હીંગળો ન નાખવો ને ફક્ત કુવારના રસથી ખલ કરી શરાવસપુટની અદર ગજપુટ આપવો પોતાની મેળે જ્યારે ઠંડુ પડી જાય ત્યારે ખરલમા કાઢી ખુબ ઘુટવુ, જે તૈયાર થાય તેનુ નામ લોહભસ્મ શુદ્ધ લોહભસ્મની નિશાની એ છે કે પાણીમા નાખવાથી તે તરે છે અને માથે ઘઉંનો દાણો નાખીએ તો તેપણ બુડતો નથી જો લોહ ભસ્મ પાણીની અદર બુડી જાય તો સમજવુ કે તેની અદરકાચુ લોઢુ રહી ગયુ છે આ મારણની રીત આ દેશની અદર સુપ્રસિદ્ધ છે અને આ દેશના વૈદો એજ રીતે લોહ ભસ્મ બનાવે છે કેટલાક વૈદોનો મત એમ પડે છે કે શુદ્ધ લોહના ભુકાની અદર હીંગળો ન નાખતા ફક્ત કુવારના રસની ભાવના દઇ શરાવસપુટ કરવાથી લોહ ભસ્મ તૈયાર થાય છે

બીજી રીત એવી છે કે પોલાદનુ ચૂર્ણ ઉપર બતાવ્યા પ્રમાણે, ચાર તોલા, સુરોખાર ચારતોલા, અને આસન ચારતોલા લઇ તેને કુવારના રસમા એક દિવસ ખલ કરવુ પછી એરડાના પાનમા તે ગોળો મુકી તેને કપડમાટી કરી ગજપુટ આપવા અને પછી આપોઆપ ટાઢુ થવાદેવુ પછી બહાર કાઢી જોવાથી સિંદૂરના જેવો રગ માલમ પડશે અને તે પાણી ઉપર તરે તો સારી ભસ્મ થઇ છે એમ સમજવુ

ત્રીજીરીત એવી છે કે દાડમના પાનનો રસ કાઢી તેમા લોહનું ચૂર્ણ મેળવી સાત દિવસ તડકામા રાખવુ દરરોજ દાડમનો રસ નવો લેવો સાત દિવસ પછી તેનાજ રસમા ખલ કરી ગજપુટ આપવો, એવા બે ગજપુટ આપવાથી શુધ્ધ લોહ ભસ્મ પાણી ઉપર તરે એવી થશે.

ચોથી રીત એવી છે કે ગાયના દહીમા લોઢાનુ ચૂર્ણ નાખી દહીં સુકાતા સુધી તેમનુ તેમ રાખી મુકવુ પછી ચૂર્ણ કાઢી લેવુ અને તે ચૂર્ણને ત્રિફળાના માઢામા ખલ કરી ગજપુટ આપવો એવા એ ગજપુટ આપવાથી પાણી ઉપર તરે તેવી ભસ્મ થશે

**બનાવટ.**—૧ મડુર, ૨ લોહભસ્મ, ૩ મડુરવટિ, ૪ આમ્લકાદિ લોહ, ૫ ગુડમડુર, ૬ લોહાસવ, ૭ પ્રદરારિ લોહ, ૮ કસેરૂ

**૧. મડુર**—લોઢાના જુનામા જુના કાટોડા લઇ તેને ખુબ તપાવી સાત વખત ગોમૂત્રમા બોળવાથી તેની શુદ્ધિ થાય છે શુદ્ધ લોહકીટના બારીક ચૂર્ણને ત્રિફળાના કવાથમા ખલ કરી શરાવસંપુટ દેવાથી શુદ્ધ મડુર થાય છે શુદ્ધ મડુર પણ લોહભસ્મની માફક વપરાય છે

**૨. લોહભસ્મ:**—બનાવટો ઉપર અપાઇ ગઇ છે

**૩. મડુર વટિ**—શુદ્ધ મડુર એક ભાગ, ગળો સત્વ એક ભાગ, અને હિંગાષ્ટક બે ભાગ એ પ્રમાણે મેળવી તેની વાલ વાલની ગોળી કરવી

**૪ આમ્લકાદિ લોહ**—આમળા ને લીંડી પીપર બન્ને એકેક ભાગ, સાકર બે ભાગ, લોહ ચાર ભાગ, એ ચારે ચીજને બરાબર મેળવવી.

**૫. ગુડમડુર**—ગોળ, આમળા ને હીમજ એ દરેક એકેક ભાગ અને શુદ્ધ મડુર ત્રણ ભાગ, એને ઘી અને મધની સાથે મેળવી રાખવા.

**૬. લોહાસવ:**—શુદ્ધ લોઢાનો ઝેર, (ભસ્મ) ત્રિફળાનુ ચૂર્ણ, લીંડી પીપર, મરી, અજમો, વાવડીંગ, અને ચિત્રક એ દરેક બત્રીસ તોલા લઇ તેનું બારીક ચૂર્ણ કરી તેને પાચસો બાર તોલા મધ, આઠસો તોલા ગોળ, અને ૪૦૯૬ તોલા પાણીમા નાખી રાખી મૂકવું

અને તે ઠામની મુખમુદ્રા એક માસ સુધી બંધ રાખવી. આથી ઉત્તમ પ્રકારનુ લોહાસવ તૈયાર થાય છે

**૭. પ્રદરારિ લોહ**—કડાછાલ ચારસો તોલા લઇ તેની અંદર ૪૦૯૬ તોલા પાણી નાખવુ અને ઉકાળતા જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે તે પાણીને ગળી લેવુ અને ફરી તાપપર મૂકીને પાછુ ઘાડુ કરવુ અને તેમા નીચે પ્રમાણે ચીજો નાખવી—મોચરસ, મજીઠ, કાળી પાટ, બીલા, મોથ, અતિવિષની કળી, અભ્રક ભસ્મ અને લોહ ભસ્મ એ દરેક આઠ આઠ તોલા જે તૈયાર થાય તે પ્રદરારિ લોહ

૮. કલેફ—લોઢાનો ભૂકો બે તોલા, કેરીની ગોટલી પાચ તોલા, હરડા બે તોલા આમળા બે તોલા, બહેડા એક તોલો એ બધા ઓસડને એકઠા પાણીની અંદર ઘુટી એક રાત સુધી લોઢાના ઠામની અંદર રાખી મૂકવા

ગુણ—રક્તશોધક અને પૌષ્ટિક

**ઉપયોગ**—ખોટુ લોહીને સુધારે છે અને તેના લાલ રક્ત કણનો વધારો કરે છે લોહીની અંદર આવા રક્તકણો હમેશા રહેલા છે જ્યારે નિયા... કારણથી આ બિંદુઓ ઓછા થાય છે ત્યારે શરીર પીળુ અને ફિક્કુ લાગે છે અને તે દરદને પાંડુરોગ કહે છે લોખંડની દવા લેવાથી ઓછા થઇ ગએના રક્તબિંદુઓ વધે છે અને આપણે જોઇએ છીએ કે થોડા દિવસમા ગજવેલ અગર મંડુરનુ સેવન કરવાથી ફિકાશ મટે છે દરદી તાનચોગ થાય છે તેના હોઠની અંદરનો ભાગ અને પાંપણની અંદરનો ભાગ ફિકાશ છોડી રક્તતા ધારણ કરે છે, દરદીમા ચૈતન્ય અને શક્તિ વધેલા દેખાય છે અને તેથી નબળાઇ દૂર થાય છે સ્નાયુ તથા મગજ પિંડનુ તરફ ચોખ્ખુ લોહી આવવાથી મજબુત થાય છે અને તેમની શિથિલતા જતી રહે છે તે ઉત્તમ પૌષ્ટિક દવા છે અને જ્યા જ્યા પુષ્ટિની સાથે રક્તદોષ સુધારવાની

જરૂર હોય ત્યા ત્યા લોહ અપાય છે બેહદ નબળાઇ થઈ ગએલ તમામ દરદની અદર લોઢુ પ્રશસ્ત છે. તમામ પૌષ્ટિક દવાઓમા લોઢુ સૌથી ઉત્તમ તેમજ સોજી દવા છે. તેથી તે સાધારણુ નબળાઇ, પાડુ, જીર્ણજ્વર, ક્ષય, યકૃતોદર, પ્લીહોદર, સોમરોગ, વાતરોગ, ત્વક્રોગ, વિગેરેમા ઘણુ ઉપયોગી છે જેમ માદા માણુસને તે માફક આવે છે તેમ તદુરસ્ત માણુસોને પણુ લોખડની દવા લેવાથી સારો ફાયદો થાય છે, જેમ જીર્ણ રોગ તેમ લો ડનો ઉપયોગ વધારે ફાયદો કરે છે તીક્ષ્ણુ રોગમા લોખડ આપવુ યોગ્ય નથી તેથી ઉલટો તાવ વધારે આવે છે જીર્ણ રોગની અદર શરીર હમેશા ઘસાઇ જાય છે, લોહી ઓછુ અને ફિક્કું થઇ જાય છે અને શરીર અત્યત ક્ષીણુ જણાય છે, આવા દરદીને ગજનેવનો ઉપયોગ ઇશ્વરી બક્ષીસ તુલ્ય છે

ઘણા દિવસનો વિષમ જ્વર ઉતરી ગયા પછી તથા જીર્ણજ્વર આવતો હોય ત્યારે તેમજ તે ઉતર્યા પછી કેટલાકને યકૃત્ અને બડેલ વધેલા રહે છે ત્યારે લોહાસ્વ અગર મડુરવટિ આપવાથી તાવ જતો રહે છે અને યકૃત્ તથા પ્લીહની વૃદ્ધિ હલકી પડે છે સતત, એકાહ્નિક (એક દિવસનો) દ્વયાહ્નિક, ત્ર્યાહ્નિક અને ચાતુર્થિક વિગેરે વિષમજ્વર પછી હમેશા બડેલ વધેલીજ દેખાય છે અને કેટલીક વખત જમણી બાજુએ યકૃત્ પણુ વધે છે માટે આવા વિષમજ્વર મટયા પછી થોડા ઘણા દિવસ સુધી લોહનો ઉપયોગ કરવો જરૂરનો કહેલ છે "રોહીતક લોહ" નામની બનાવટ છે તે ખાસ આની ઉપર વૃદ્ધિ ઉપર લાગુ પડે છે. રકત ગોયડો ખાસ યકૃત્ના રોગ ઉપર બહુ સારો છે અને તે અવયવોના કેટલાક ગુમને તે દૂર કરે છે તથા ત્યા જમાવ થએલા લોહીને તોડે છે અને રકતકણુ વધારી આપી આખા શરીરને પુષ્ટિ આપે છે આવા દરદીના હાથ પગના માસના લોચા પોચા પડી ગએલ તથા લડબડતા દેખાય છે જે લોહના યોગ્ય સેવનથી દ્રઢ અને મજબુત થાય છે તેમજ દરદીનુ શરીર ફેફરેલ જેવુ હોય તો તે પણુ સારૂ

થાય છે હલીમક, કમળા વિગેરેમા લોહ અપાય છે, પિત્તનો સ્ત્રાવ કરનાર અને સારક દવાનો ઉપયોગ પહેલ વહેલો કરવો પછી આ દરદમા લોહ આપવું ઘટે છે.

અર્શ, સગ્રહણી, અતિસાર, રક્તાતિસાર તથા રક્તપિત્ત વિગેરે દરદોમા દેખીતો લોહીનો ક્ષય થાય છે બેહદ લોહી જવાથી શરીરમા એકદમ ફિકાશ અને નિસ્તેજપણુ આવે છે, જઠરાગ્નિ મદ થઇ જાય છે અને શરીર કમકૌવત થવાથી હાથે પગે સોજા ચડે છે તેમજ આખે પણ ચેયર જેવુ જણાય છે આ ઠેકાણે દરદને અટકાવવાના યોગ્ય ઉપાયની સાથે લોહભસ્મ તેમજ દીપન અને પાચન દવાઓ વાપરવી જોઇએ આમ કરવાથી થોડા દિવસમા આપણે દરદીને સુધરતો દેખીએ છીએ. આ દરેક દરદની અદર સાધારણ રીતે પિત્તનો પ્રકોપ હોય છે, આમલકયાદિ લોહ રક્તપિત્તમા ઘણુ ઉપયોગી છે બડખામા લોહી પડે ત્યારે આ દવા ઘણુ સારૂ કામ કરે છે ઉરક્ષત અને તઓગીયા ખેનની અદર લોહ અચુક અપાય છે અર્શ સિવાયના તમામ દરદમા લોહી પડતુ હોય તેવા દરદની અદર લોહની સાથે અફીણનુ મેળવણુ થઇ શકે છે આકડાના રવખડા, અફીણ અને લોહભસ્મ સમભાગે મેળવી અરધા વાલની માત્રા સાનોપલાદિ ચૂર્ણમા અગર ઘીની અદર આપવાથી લોહીના બડખા પડતા અટકે છે. રક્તમૂત્રતા અગર પેશાબમા લોહીનો ભાગ જે જાય છે તેમા પણ લોહ ફાયદો કરે છે રક્ત પડતુ હોય તેવા રોગની અદર લોહની બીજી બનાવટો કરતા આમ્લકયાદિ લોહ વધારે ઉપયોગી છે.

યક્ષ્મા (Consumption) ગમે તે જાતનો હોય પણ લોહ આપવુ ઉચિત છે. તે દવાથી તેનો જીર્ણજ્વર અટકે છે, ભુખ લાગે છે અને શરીરમા કૌવત આવે છે. જો બડખામા લોહી પડતું હોય તો તે પણ અટકે છે. અને શરીરમા સ્ફુરતી વધારે જણાય છે. લોહની દવા સાથે બીજી પાચન દીપન દવા પણ અપાય છે ને ઘણા

દિવસ સુધી લોહનો ક્રમ જારી રાખવો પડે છે લોહ સાથે સોનુ, અભ્રક વિગેરે બીજી પૌષ્ટિક ચીજો મેળવવાથી તેની અસરમા વધારો થાય છે, આવા યોગથી યક્ષ્માની અંદરનુ શરીર ગળવુ અટકે છે યક્ષ્મા સિવાય બીજા ગમે તે કારણથી જીર્ણજ્વર આવતો હોય ત્યારે પણ લોહભસ્મ ફાયદો કરે છે ધાતુક્ષય, મજ્જા ક્ષય, વિગેરે ગમે તે ભાગમા ક્ષયની અસર પહોચી હોય તો પણ લોહ સાફ કરે છે. બીજી ધાતુઓની પેઠે લોહની પણ પર્પટી થાય છે ને તે ક્ષયમા ઘણી સારી છે

મગજ વ્યાધિમા લોહ અપાય છે અપસ્માર, મગજની નબળાઇ, જુદી જુદી જાતના જીર્ણ વ્યાધિ તેમજ નબળાઇને લીધે મગજની અંદર ચક્રી આવની વખતો વખત આખે અંધારા આવી જવા તથા માથાના દુખાવા વિગેરેમા લોહ અપાય છે નબળા અને નાજુક માણસોના મગજમા લોહી ઓછુ હોય છે અગર મગજ ખાલી પડી ગયુ હોય છે આવા દરદીને પ્રસગે ભ્રમ થાય છે તે પોતે અગર તેના હાથમાની કોઇપણ ચીજ સરાયથી પડી જાય છે. આવા દરદીને અપૂર્ણ લોહ અપવુ જોઇએ કમરમા દુખાવો, પગની કળતર પક્ષઘાત, અર્ધાગવાયુ, ગૃધ્રસી તથા સાધાની નબળાઇ વિગેરેમા લોહ પ્રશસ્ત છે હૃદરોગ અને મૂત્રપિંડના વ્યાધિમા લોહ બહુ અપાય છે. હૃદ્રોગની અંદર લોહને કકુભવૃક્ષની છાલના કાથની સાથે મેળવવામા આવે છે મૂત્રપિંડના વ્યાધિમા તેમજ હૃદ્રોગની અંદર ઘણુ કરીને શોફ હોય છે, દરદીના શરીરમા બિલકુલ તાકાત રહેતી નથી, મહેનત કરવાને માટે તેનુ વનતુ થતુ નથી અને દરદી હમેશા થાકેલ લાગે છે આમાના ઘણાં ખરા ચિન્હો લોહથી દબાય છે.

સૃષ્ટિ ઉત્પત્તિ કર્મ અવયવોના રોગમા લોહ અકસીર ઉપાય છે. જ્યારે અત્યંત વિષયલાલસાથી અગર હાથ રસથી નપુસકપણુ આવે છે, વીર્યનો ક્ષય થઇ ગએલો હોય છે અને

તે અવયવની શક્તિ ઘણી નબળી પડી ગએલી હોય છે ત્યારે બ્રહ્મચર્યવ્રતની સાથે લોહનો ઉપયોગ સર્વોત્તમ છે વીર્યસ્ત્રાવ ઘણા દિવસ સુધી લોહ લેવાથી અટકે છે લોહ પર્પટી જે બીજી સાધારણ પપટીઓની માફક બનાવવામા આવે છે તે અને પચામૃત પર્પટી આ દરદને માટે બહુ કરીને વપરાય છે વીર્યસ્ત્રાવ અને અત્યન્ત રતિ-વિલાસ એ ક્ષીણતાના મુખ્ય કારણો છે તેથી કમરમા દુખાવો થાય છે પગમા તુટ થાય છે અને દરદીના શરીરનુ ધીરે ધીરે શોષણ થતુ જાય છે લોહ આ બધુ નુકશાન અટકાવવા સમર્થ છે, નાજૂક બાંધાની સ્ત્રીઓને સાધારણ રીતે પ્રદરનો રોગ થાય છે, જે મડુરનુ સેવન કરવાથી દબાય છે આવી સ્ત્રીના હોઠ બહુધા કાળા રહે છે, મહેનત કરવાથી હાંમ ચડી આવે છે ઋતુ અનિયમિત રીતે દેખાય છે અગર તે થોડુ આવે છે યા તો તેમા પીડા થાય છે તેમ ન નબ-ળાઇને લીધે કેટલીક વખતે તદન બધ થઇ જાય છે આ બધા દરદો લોહના સેવનથી સમાય છે પ્રદરાદિ લોહની બનાવટ સ્ત્રીઓના પ્રદર રોગની અદર ખસુસ કરીને ઉપયોગી છે સ્ત્રીઓને જનનેદ્રિય મારફત શ્વેત અગર રક્ત પાણી અગર ગમે તે પડતુ હોય ત્યારે લોહ ઉપ-યોગી છે કેટલીક વખત સ્ત્રીઓના ગર્ભાશયમાથી ઉનુ કળકળતુ પાણી નીકળે છે અને તે ઘણાજ લાબા વખત સુધી ટકે છે તથા તેમને કટિશૂળ તથા માથાનુ દુખવુ બહુ પીડે છે આ બધા દરદો શરીરમા કૌવત આવવાથી દૂર થાય છે, જેને માટે લોહની યોજના કર્યા વિના છુટકો નથી નબળાઇના ચિન્હ તરીકે બાળકને તેમજ મોટા માણસોને બહુ મૂત્રતા જણાય છે ને તેટલા માટે લોહનુ સેવન કરવાનુ કહેવામા આવે છે મધુપ્રમેહ અને પેશાબમા જ્યારે સાકર પડતી હોય ત્યારે લોહ અપાય છે. જુદી જુદી જાતના ત્વક્દોષની અદર લોહી સુધારવાની અવશ્ય જરૂર છે. માતા, ઓરી તેમજ બીજા કેટલી જાતના ઓખા પછી શરીરનુ લોહી બગડી ગએલુ હોય છે. શરીરની અદર જુદા જુદા ગુમડાં

ફુટી આવે છે તેમજ વિચર્ચિકા કુષ્ઠ,ખરજ વિગેરે દરદોની અંદર લોહી સુધારવાની અને પુષ્ટિ વધારવાની અવસ્ય જરુર છે વિદ્રધિ, ગલગંડ અપચી, ગંડમાળ વિગેરે દરદોમા લોહી સુધારવા સારુ કાચનાર ગુગળ સાથે લોહ યા મંડુરની કોઇ પણ બનાવટ લેવામા આવે છે લોહી સુધારવાને માટે લોહ વગર બીજો એકે સારો ઉપાય નથી જીર્ણપ્રમેહ અને છાતીના ધડકામા લોખંડથી સારૂ થાય છે. લોખંડ કેશ રંગવાને માટે અતિ ઉપયોગી છે જુદી જુદી જાતના કલેફ જે આવે છે તેમાના ઘણા ખરામા લોહ રહેલુ છે જે કલેફની બનાવટ ઉપર આપેલ છે તે કલેફ પાણીમા વાટી લગાડવાથી સફેદ વાળ કાળા બને છે.

**લોહભસ્મનાં અનુપાનો**–એક અથવા બે ગુંજાભાર, પ્રમાણે

(૧) શૂળ ઉપર હીંગ તથા ઘીમા મેળવી આપવી

(૨) જીર્ણજ્વર ઉપર મધ અને લીંડી પીપર સાથે આપવી

(૩) વાયુ ઉપર લસણ અને ઘીમા આપવી

(૪) શ્વાસ ઉપર સુંઠ, મરી, લીંડી પીપર અને મધમા આપવી.

(૫) ઠંડાઇ ઉપર મરી અને ખાવાના પાનમા આપવી

(૬) પ્રમેહ ઉપર ત્રિફળા અને ખડી સાકરમા આપવી.

(૭) ત્રિદોષ ઉપર આદાનો રસ અને મધમા આપવી

(૮) વાતજ્વર ઉપર ઘીમા આપવી.

(૯) પિત્તજ્વર ઉપર મધમા આપવી.

(૧૦) કફ પિત્ત ઉપર આદના રસમા આપવી.

(૧૧) એંસી પ્રકારના વાયુ ઉપર નગોડના રસમા આપવી.

(૧૨) વાત ઉપર સુંઠમા આપવી.

(૧૩) પિત્ત ઉપર સાકરમા આપવી.

(૧૪) કફ ઉપર મધ અને લીંડી પીપરમા આપવી.

(૧૫) સંધિરોગ ઉપર તજ, એલચી અને તમાલપત્રમા આપવી.

(૧૬) પ્રમેહ અને વલીપલિત ઉપર ત્રિફળામા આપવી

(૧૭) રક્તપિત્ત ઉપર ખડી સાકરમા આપવી

(૧૮) બળવૃદ્ધિ ઉપર સાટોડી અને ગાયના દુધમા આપવી

(૧૯) પાડુરોગ ઉપર સાટોડીના રસમા આપવી

(૨૦) વીસ પ્રમેહ ઉપર હળદર, લીંડી પીપર અને મધમા આપવી.

(૨૧) મુત્રકૃચ્છ ઉપર શિલાજીતમા આપવી

(૨૨) પચકાસ ઉપર અરડુસી, લીંડી પીપર, દ્રાક્ષ અને મધમા આપવી.

(૨૩) અગ્નિમાદ્ય ઉપર તાબુલ [પાન] મા આપવી.

(૨૪) સર્વ રોગ ઉપર ત્રિફળા અને મધમા આપવી.

**અશુદ્ધ લોહ ખાવાથી થએલ દોષનુ નિવારણ**—એળચીના ચૂર્ણને મધ અને ખાડ સાથે સેવન કરવાથી અથવા નસોતર અને સિધવનુ ચૂર્ણ ગરમ પાણી સાથે સેવવાથી અથવા મધ કે સાકર સાથે સફેદ ધરોના રસનુ સેવન કરવાથી અશુદ્ધ લોહીથી ઉત્પન્ન થએલ દોષ નાશ પામે છે

અગમા લોહીથી વિકાર થયો હોય તો અગથીઆના રસમા વાવડીંગ વાટી અગથીઆનાજ રસમા આપવા અને ઘણીવાર સુધી તડકામા બેસવુ એટલે દોષ નાશ થશે. અભ્રકભસ્મ વાવડીંગના ચૂર્ણ સાથે વાવડીંગનાજ રસમા લેવાથી લોહથી ઉત્પન્ન થએલ શુળનો જલ્દીથી નાશ કરે છે લોહવિકારથી કૃમિ ઉત્પન્ન થયા હોય તો ગરમાળાનો ગોળ લેવો, રેચ થવા માટે કે દુધ પીવુ અને ઔષધ બંધ કરવુ.

**માત્રા:**—લોહભસ્મ ૧ રતીથી ૧ વાલ, મડુર ૧ થી ૨ વાલ, મડુવટિ ૨ થી ૪ વાલ, લોહાસવ ૪ તોલા, પ્રદરારિ લોહ ૦। થી ૦॥ તોલો. મૂડમડુર ૦॥ તોલાભાર, આમલક્યાદિ લોહ ૧ થી ૨ વાલ.

**લોખંડ લેતી વખતે રાખવી જોઈતી સાવચેતી**–લોહની દવા લેતી વખતે ઝાડો કબજ થાય છે અને તે કાળા રંગનો ઉતરે છે જ્યારે એ ઝાડો ઘણો કાળો ઉતરે ત્યારે થોડા દિવસને માટે લોહ બંધ રાખવું જ્યાં સુધી લોહનું સેવન કરવું હોય ત્યાં સુધી ખાટી ચીજ ખાવી નહિ તેમજ મીઠાનો ઉપયોગ બંધ રાખવો બીજા પૌષ્ટિક પ્રયોગની પેઠે લોહભસ્મ પણ ૧૫–૨૦ દિવસ સુધી આપવી અને પાછી બંધ રાખવી અને પાછી શરૂ કરવી તીક્ષ્ણ વરમની અંદર તેમજ જે શરીરે હૃષ્ટ પુષ્ટ હોય તેવા દરદીને લોખંડ આપવું નહિ

# શિલાજીત

**વર્ણન**–ગ્રીષ્મકાળમાં પર્વત ઉપર મોટી મોટી શિલાઓ હોય છે તે તાપ વડે ઘણી તપી જાય છે ત્યારે તેમાંથી રસ ઝરી એકઠો થાય છે તેને શિલાજીત કહે છે શિલાજીત બે પ્રકારનું છે એક પર્વતોત્પન્ન તથા બીજું ખારી ભૂમિમાં માટી અને પાણીના સંયોગથી થાય છે તે શિલાજીતને માટે લોકોમાં તરેહવાર ગપ ચાલે છે. પંજાબી લોકો તે આ પ્રદેશમાં લાવે છે. તેને વિષે એવું કહેવામાં આવે છે કે તે એક જાતની રાતી ચીકણી માટી છે. કેટલાકોનો એવો મત છે કે પર્વત ઉપર પડેલી શિલાઓનો તે રસ છે ખરો શિલાજીત કવચિતજ મળી આવે છે સાધારણ રીતે બજારમાં આપણે કૃત્રિમ શિલાજીત જોઈએ છીએ શિલાજીતની પરીક્ષા માટે એમ કહેવામાં આવ્યું છે કે જો શિલાજીત ખરો હોય તો તે ઘેરા લાલ રંગનો હોય છે અને તેની અંદર જરા કાળા રંગની ઝાંઈ પડતી જણાય છે. તેને દેવતા ઉપર મુકવાથી ધુમાડો નીકળતો નથી અને તેની સુગંધી ગૌમૂત્રના જેવી છે. પાણીમાં નાખવાથી તેની શેડો ફુટે છે.

**શિલાજીતની શુદ્ધિ**–શિલાજીતને ગાયના દુધમા, ત્રિફળાના કાઢ્ઢામા તથા ભાંગરાના રસમા ખુબ મર્દન કરવુ અને તેને અકેક દિવસ સુકવવુ, તૈયાર થાય તે શુદ્ધ શિલાજીત. શિલાજીતને શુદ્ધ કરવાની બીજી રીત એવી છે કે શિલાજીતને ઠંડા પાણીથી ધોવુ ત્યાર બાદ લોઢાના ઠામમા તે બુડે એટલુ ગરમ પાણી નાખવુ અને શિલાજીતને હાથે વતી આ ઉના પાણીમા ખૂબ ચોળવુ પછી તે ઠામને તડકે મુકી દેવુ આથી પાણીમાથી ફીણુ વળી તર પાણી ઉપર જામી રહેશે તર ઉતારી લેવી ને જ્યા સુધી આવી તર ઉપર આવ્યા કરે ત્યા સુધી તે ઠામ તડકામા રાખવુ અને તર કાઢતા જવુ અને તેની અદર ગરમ પાણી નાખતા જવુ એકદમ વધારે પાણી ન નાખવુ કારણ કે તેમ કરવાથી ફીણુ ઉપર ચડતા નથી ને શિલાજીત હાથ આવતો નથી શુદ્ધ શિલાજીતનો ભાગ પાણીમા તરની પેઠે ઉપર તરી આવે છે નીચે જે રગડો રહે છે તેમા ધુળ અને માટીનો ભાગ રહી જાય છે રગડો ફેકી આવવો શિલાજીતની જે તર એકઠી થઇ હોય તેને તડકે સુકવવી. આવી રીતે શુદ્ધ થએલ શિલાજીતને ત્રિફળાની, ભાગરાની અને ગૌમૂત્રની ભાવના દેવી

**બનાવટ:**–૧. યોગરાજ ૨ ચદ્રપ્રભા ગુટિકા

શિલાજીત મુળથીજ મૂત્રરોગને માટે પ્રસિદ્ધ છે. તે પેશાબની બળતરા શાંત કરે છે તથા તેની વૃદ્ધિ કરે છે. ઉનવા, તણુખીઓ, પ્રમેહ, મૂત્રકૃચ્છ, અશ્મરી તથા બીજા કેટલાક દરદોમા મૂત્રની વૃદ્ધિ કરી રોગને શાંત કરવો હોય ત્યારે શિલાજીત અપાય છે. ચદ્રપ્રભા ગુટિકા મૂત્રરોગને માટે બહુ સારી છે તેમજ ગરમ પ્રકૃતિને લીધે થએલા પિત્ત પ્રકોપને તે શમાવે છે પ્રમેહ તથા ગરમીની અસરને લીધે જ્યારે લોહી બગડેલું હોય છે ત્યારે લોહી સુધારવા માટે ઘણા વખત સુધી ચંદ્રપ્રભાની યોજના કરવામા આવે છે કેટલીક વખત ચદ્રપ્રભાની સાથે બંગ વિગેરે ધાતુઓ અપાય છે ગરમીને લીધે શરી-

રમા જે કાઇ કોડના, ગુમડા વિગેરે થયા હોય તેને ચદ્રપ્રભા સુધારે છે જે ઝીણી ઝીણી રસી અને સ્રાવ પુરૂષની જનનેન્દ્રિયમાથી નીકળે છે તે શિલાજીત એકલાના અગર ચદ્રપ્રભાના સેવનથી દુર થાય છે શીત, પિત્ત, ઉદર્દ, કુષ્ટ, સિંમ (ચિત્રી) વાતરક્ત વિગેરે તમામ ત્વક્ દોષની અદર ચદ્રપ્રભા ફાયદો કરે છે ત્વચાના જીર્ણ વ્યાધિની અદર શરીરનુ શોધન કરવાની જરૂર છે અને મૂત્રલ ઉપચાર શોધન વિધિની અદર આવી જાય છે તેથી ચદ્રપ્રભા જીર્ણ ત્વક્દોષમા સારી પેઠે ઉપયોગી થઇ પડે છે વીર્ય સ્રાવ, કમ કૌવતી, કટિશુળ, શરીરમા નબળાઇ રહેવી, નપુસકત્વ વિગેરે દરદમા કૌવતને અને મરદાઇને માટે લોકો દૂધની સાથે શિલાજીત પીએ છે તેથી તમામ જાતના શુક્રદોષ દબાય છે તે વૃષ્ય અને ધાતુને ચેતવનારી દવા ગણાય છે શિલાજીતની પૌષ્ટિક અસરનો લોકોમા ઘણો મોહ છે અને તેટના માટે ઘણા લોકો તે લઇને પોતાના ઘરમા રાખે છે અને પ્રસગે તેનો ઉપયોગ કરે છે. પ્રદર તથા ઋતુ દોષને તે સુધારે છે તથા સ્રીના દૂષિત થએલ ગર્ભાશયનુ શિલાજીત શોધન કરે છે શિલાજીત પુષ્ટિને માટે સ્રીના કરતા પુરૂષને વધારે યોગ્ય છે તેથી જઠરાગ્નિ પ્રબળ થાય છે શિલાજીત ઉધરસ, ક્ષય અને શ્વાસના રોગમા પણ બહુ વપરાય છે તે મગજને કૌવત આપે છે અને જૂદી જૂદી જાતના વાત રોગ ઉપર અપાય છે. યોગરાજ એ કૌવતને માટે તથા શોધક દવા તરીકે ઉપયોગમા આવે છે યોગરાજ અને યોગરાજ ગુગળ એ બન્નેની બનાવટ તદ્દન જુદી છે યોગરાજ ગુગળની* બનાવટ ગુગળના પ્રકરણમા બતાવવામા આવી

---

* **યોગરાજ ગુગળ** –ચિત્રકમુળ પીપળીમુળ,અજમો, વરીઆળી. વાવડીંગ, જીરૂ, દેવદાર, ચવક, એળચી, સિંધાલૂણ, રાસ્ના, કુલીંજન, ગોખરૂ, ધાણા, હરડા, બેડા, આમળા, નાગરમોથ, સુઠ, મરી, પીપર, વાળો, જવખાર, તજ, તમાલપત્ર અને તાલીસપત્ર એ સર્વ ચીજો સમ ભાગે લઇ તે બધી દવાઓ બરાબર ગુગળ નાખી તેની અદર ઘી

છે યોગરાજ લેવાથી જ્વર દૂર થાય છે અર્શ અને મૂત્ર વ્યાધિમા તે બહુધા અપાય છે ચદ્રપ્રભાની બનાવટ તેની અદરની ચીજો ઉપ-રથી વધારે કરીને પિત્ત શામક છે તેથી જીર્ણ જ્વરની અદર થએલા હલીમક, કમળા વિગેરે દરદોમા તે અપાય છે, જેથી પિત્તનો ગ્રાવ વધે છે અને શરીર, આખ તથા હોઠની પી ળશ કમતી થાય છે શિલાજીતને તેની પૌષ્ટિક અસરને મારે જીર્ણ જ્વરની અદર લોહની સાથે આપવુ યોગ્ય છે.

**શિલાજીતના અનુપાનો**—શુદ્ધ શિલાજીત ૧ થી ૨ રતીભાર આપવો

(૧) મૂત્રકૃચ્છ, મૂત્રાવરોધ, પ્રમેહ અને ક્ષય ઉપર શિલાજીત એળચી અને લીંડો પીપરમા એક માસ ભક્ષણ કરાવવુ

(૨) મૂત્રકૃચ્છ ઉપર શિલાજીત એક ચણોઠી ભાર ચાર તોલા ઠડા પાણીમા ઓગાળી તેમા તેટલુજ ગાયનુ દુધ, અને સાકર નાખી આપવુ અથવા શિલાજીત, લાકડા પાષાણ ભેદ, લીંડી પીપર અને એળચી દાણાનુ ચૂર્ણ પાણી સાથે અથવા ચોખાના ધોવરામણ સાથે કિવા ગોળ સાથે ખાવા આપવુ એટલે મુત્રકૃચ્છથી પીડાના માણસને જરૂર આરામ થશે

(૩) કુભ કમળા ઉપર શિલાજીત ગૌમત્રમા પાવુ

(૪) મૂત્રાઘાત વિગેરે મત્રરોગ ઉપર શુદ્ધ શિલાજીત, સાકર અને કપૂર એકત્ર કરી ખાવા આપવુ

(૫)અસ્મરી (પથરી) અને અશ્મરી યુકત મત્રકૃચ્છ ઉપર શિલા-જીત મધમા આપવુ

---

નાખી ખુબ હલાવવુ અને એક દિવસ રાખી મુકવું જે તૈયાર થાય તે યોગરાજ ગુગળ અસ્થિરોગ, ગળગડ વિદ્રધિ, અપચી, દુષ્ટવ્રણ, ભગદર, નાસુર તેમજ બરડાની કમાનના રોગની અદર યોગરાજ ગુગળ સરસ છે. માત્રા ০। તોલો, અનુપાન ગોળી મધમા આપવી

(૬) પ્રમેહ અને પ્રદર ઉપર શિલાજીત મધમા અથવા દૂધ સાકરમા આપવુ

**માત્રા**—શુદ્ધ શિલાજીત એકથી બે રતી, યોગરાજ બે આનાથી પાવલા ભાર, ચન્દ્રપ્રભા બે વાલ

---

## શંખ CONCH SHELL

**વર્ણન**—શખની ઉત્પત્તિ સમુદ્રમા થાય છે વામાવર્ત અને દક્ષિણાવર્ત એમ બે જાતના શખમા દક્ષિણાવર્ત શખ સારો ગણાય છે, શખભસ્મ પણ એક જાતનો ચુનો છે જેમ ધોળી કાકરીમાથી થાય છે તેમ શખને બાળવાથી પણ ચુનો થાય છે માટે શખ ભસ્મના મથાળા નીચે ચુના વિષે પણ હકીકત સમજવી ઔષધ તરીકે કળી ચૂનો વપરાય છે મકરાઇ પાષાણુને ભઠ્ઠીમા નાખી પકવવાથી કળી ચનો તૈયાર થાય છે તેમજ શખ, કોડી તથા બીજી જાતની છીપો બાળવાથી પણ ચૂનો તૈયાર થાય છે જે ચીજનો ચુનો કરવામા આવ્યો હોય તે ચીજ પ્રમાણે સસ્કૃતમા શખભસ્મ, કપર્દિક ભસ્મ. શુક્તિક ભસ્મ અને શબુક ભસ્મ વિગેરે નામો આપેલા છે

**શોધન તથા મારણ**—શખને લીંબુના રસની અદર દોલાયત્રથી બે ચાર કલાક રાખવાથી શુદ્ધ થાય છે પછી તેને મૂસમા નાખી તેનુ મોઢુ બધ કરી બાળી રાખી મૂકવો, અથવા શુદ્ધ થએલા શખના કકડ કોલસાના દેવતામા લાલ થાય ત્યા સુધી તપાવી લીંબુના રસમા ઝમોળવા તથા બારીક ખલ કરી રાખવા.

**બનાવટ**—૧ શખ ભસ્મ ૨. અગ્નિ કુમાર રસ ૩ શખવટિ ૪ ચન્દ્રોદયાવર્તિ ૫ કળી ચૂનાનુ પાણી

૧ **શખભસ્મ**—આની બનાવટ ઉપર અપાઇ ગઇ છે,

૨ **અગ્નિકુમાર રસ**—શુદ્ધ ટંકણ, શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક એ ત્રણે એકેક ભાગ, શુદ્ધ વછનાગ, કોડી ભસ્મ તથા શંખ-ભસ્મ એ ત્રણે ત્રણ ત્રણ ભાગ અને મરી આઠ ભાગ—એ સઘળાને લીંબુના રસમાં ૧૨ કલાક સુધી ખલ કરી તેની ગોળી વાલ વાલની વાળવી

૩. **શંખવટિ**—આમલીના છાલની રાખ ૪ તોલા અને પંચ લવણ ચાર તોલા મેળવી ખરલની અંદર લીંબુના રસમાં ભીંજવી રાખવા પછી ૪ તોલા શંખના કડકા લઇ હાથે ઝીણો ભુકો થાય ત્યાં સુધી અગ્નિમાં તપાવી આગલા લીંબુના રસમાં નાખી તે નવે ચીજનું મર્દન કરી તેમાં હીંગ, મરી, સુંઠ અને પીપર એ દરેક અકેક તોલો નાખી તેમાં શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ તથા શુદ્ધ પારો દરેક પાપા તોલો નાખવા અને એ બધાને સાથે મેળવવા ત્યાર બાદ ખરલમાં નાખી તેનું ખુબ મર્દન કરવું પછી તેની બોરના ઠળીઆ જેવડી ગોળીઓ કરવી

૪ **ચંદ્રોદય વર્તિ**—શંખનાભી, બેહેડાનો ગર હરડા, મનશીલ, પીપર, મરી, કઠ તથા વજ એ સઘળાને સમ ભાગે લઇ તેને બકરાના દુધમાં બારીક વાટી તેની જવના જેવડી જાડાઇની લાંબી વાટ કરવી.

૫ **કળીચુનાનું પાણી**—એક ભાગ કળીચુનો અને એકસો સાઠ ભાગ સાદુ પાણી કળીચુનાને પાણીમાં ડોઇ તે પાણી આછરી રહે ત્યારે ઉપરથી નીતારી લેવું

**ગુણ**—વાતહર, પાચક, રોપણ તથા દબક

**ઉપયોગ**—શંખભસ્મ અજીર્ણને માટે ઉત્તમ દવા છે. જ્યારે મોળ આવે છે અગર ખાટા ખાટા ઘચરકા આવી દાંત અંબાઇ જાય છે તેમજ પેટ ચડી આવી આફરો થઇ આવ્યો હોય છે ત્યારે શંખની કોઇપણ બનાવટ લેવાથી ફાયદો થાય છે શંખવટીની એક અગર

બે ગોળી લેવાથી તેમજ અગ્નિકુમારરસ વાલ માત્રામા લેવાથી પેટચુક એકદમ બેસી જાય છે જ્યારે જઠરાગ્નિની અદર અમ્લરસની ઘણી વૃદ્ધિ થઇ હોય છે અને તેથી ઉલટી તથા ઝાડો થયા કરે છે તથા દહીં જેવા ગોટાવાળો ઝાડો ઉતરે છે ત્યારે કળીચૂનો અગર શખની કોઇપણ બનાવટ લેવાથી ફાયદો થાય છે બાળકોને જ્યારે દુધ માફક નથી આવતુ અગર અજીર્ણની અદર ઉલટી કરી દુધ કાઢી નાખે છે ત્યારે બે ભાગ દુધ અને એક ભાગ કળી ચૂનાનુ પાણી નાખી તે દૂધ બાળકને પાયુ હોય તો તે પચે છે અને પેટમા ઠમે છે મોટા માણસોને પણ જમ્યા પછી થતી ઉલટી દમાવવાને માટે કળી ચૂનાનુ પાણી આપવુ યોગ્ય છે. જમ્યા પછી ૨-૪ કલાકે પેટમા દુખાવાનો ભાવ જણાય છે અને તેથી પેટના જુદા જુદા ભાગમા તેમજ વાસામા શૂળ નીકળે છે તથા વખતો વખત ઝાડે જવાની ખણુસ થાય છે ત્યારે શખવટીની ગોળી ઘણી અસરકારક નીવડે છે વિષૂચિકા અથવા કોલેરામા શખવટી એ ઘણો સારો ઉપાય છે તેથી કાઇ અજીર્ણનો અશ રહી ગયો હોય તો તે તરત દૂર થાય છે તેમજ તે ઉષ્ણ વીર્ય છે તે યકૃતોદર તથા પ્લીહોદર ઉપર સારૂ કામ કરે છે તથા હેડકી બેસાડવાને માટે અપાય છે અર્શ અને સગ્રહણીની મદાગ્નિને તે દૂર કરે છે તથા જઠરાગ્નિને તે પ્રદીપ્ત કરે છે. શખ ભસ્મ લીંબુના રસમા પ્લીહોદર તથા ગુલ્મોદર ઉપર અપાય છે

અજીર્ણની વિકૃતિ •સિવાય દેશીવૈદ્યો શખનો બીજા દરદોમા ખાવાને માટે ઉપયોગ કરતા નથી પણ બહાર લગાડવાને માટે તેઓ તેનો બહુ ઉપયોગ કરે છે. જે જે ત્વકદોષની અદર ઘણી ચેળ આવતી હોય તે ઉપર કળી ચૂનાના પાણીના પોતા મુકવાથી ચેળ શાત થાય છે તથા રુઝ જલદી આવે છે ને અંદરના પરુ વિગેરેથી કચકચતા ભાગને શુષ્કતા આપે છે અગ્નિથી બળેલા ભાગ ઉપર ફ્ડ ફોલ્લાની ચામડી ઉખડી જઇ ઉપલો ભાગ આળો થઈ જાય છે ત્યારે કળી ચૂનાનું

પાણી અને અળસીનુ તેલ સમ ભાગે મેળવી તેને હલાવી તેમા કપડુ બોળી તે બળેલા ભાગ ઉપર મુકવાથી ઘણો સારો ફાયદો થાય છે. તેથી દાહનુ શમન થાય, અદર હવાનો ભાગ પેસી શકતો નથી સળો થવાનુ કારણ દૂર થાય છે અને રૂઝ જલદીથી આવે છે, અજગલ્લિકા નામનો જે ક્ષુદ્ર રોગ છે તેની ફોડલી પોચી પડવાને માટે છીપનો ચુનો અને ફટકડી કાંઇ ક્ષાર સાથે વારવાર મેળવવી લગાડવામા આવે છે

દભક તરીકે કળીચૂનો, સાજીખાર અને મૂળાના ક્ષારનો લેપ પાણીમા વાટી લગાડવાથી નાના મસા ખરી પડે છે તથા મોટી ગાંઠો અર્બુદ વિગેરે ગળી પોચા પડી જાય છે કેટલીક વખતે આ લેપ સાથે મોરથુથુ અને ટકણ નાખવામા આવે છે કળીચૂનો ચોપડવાથી વાળ ખરી પડે છે અને તે લગાડવાની રીત એવી છે કે કળીચૂનો અને હરતાળ સમભાગે લઇ પાણીમા નાખી ગરમ કરી તેનો વાળવાળા ભાગ ઉપર લેપ કરવો આથી વાળ તરતજ ખરી પડે છે હરતાળ પાવલાભાર, કળીચૂનો દોઢ રુપીઆભાર અને પલાશનો ક્ષાર એકથા રૂપીઆભાર એ સત્રળાને આકડાના છીરની અદર ખલ કરી વાળ ઉપર લગાડવાથી વાળ ખરી પડે છે બાગવાના કામમા તેમજ વાળ ખેરવાના કામમા કળી ચૂનાને બદલે કેટલાક સાદો ચુનો પણ વાપરે છે કળી ચૂનો ને નવસાર બન્ને સમભાગે ભેગા કરી તે સુઘવાથી છીંકો આવે છે અને તેથી માથુ દુખતુ મટે છે

આખના રોગની અદર શખ એમને એમ વપરાય છે. ચન્દ્રોદય વતિની અદર શખનાભી એમને એમ કામ લાગે છે તે આજવાથી આખનુ તાજુ ફુલુ કપાય છે તથા ઝામરની અદર આખે આવતુ અધારુ દૂર થાય છે તેમજ તેના શ્વેત પડની ઉપર થતી માસની વૃદ્ધિ કપાય છે

**શખભસ્મનાં અનુપાનો**–શખભસ્મ ૧ વાલ આપવી

૧ શૂળ ઉપર ઘી તોલો અરધો અને એક ચણોઠી ભાર શેકેલી હીંગમા બે રતીભાર શખભસ્મ આપવી.

૨ અજીર્ણ ઉપર શંખભસ્મ લીંબુના રસમા સાકર નાખી તેમા આપવી.

૩ ઉધ્રસ ઉપર શંખભસ્મ એક ગુંજાભાર પાનમા આપવી

૪ ત્રિદોષ શૂળ ઉપર શંખભસ્મ, સિંધવ, હીંગ અને ત્રિકટુનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ

૫ પ્લીહોદર ઉપર સાગ પાકેલા લીંબુના રસમા શંખભસ્મ ૯-૧૦ માસા નાખી તે પાવી એટલે કાચબા જેવી વધેલી પ્લીહનો નાશ થશે

૬ આમાતિસાર ઉપર જાયફળનુ ચૂર્ણ અરધો માસો, ઘી અરધો તોલો, એમા બે ગુંજાભાર શંખભસ્મ આપવી

૭ સન્નિપાત સંગ્રહણી ઉપર શંખભસ્મ અને સિંધવ ત્રણ માસા પર્યન્ત મધમા આપવુ એટલે કઠણ સંગ્રહણીનો પણ નાશ થશે

માત્રા-શંખભસ્મ ૧ વાલ, શંખવટી ૧ થી ૨ ગોળી, અગ્નિકુમાર રસ એકથી બે વાલ, કળી ચૂનાનુ પાણી ૧થી ૧૦ રૂપીઆભાર.

---

## શંખજીરૂ A SPECIES OF STEATITES

વર્ણન-શંખજીરૂ સૌ કોઈએ જોયુ હશે તેના ધોળા ભુખરા રંગના અને ચિકાશવાળા કટકા આવે છે એ અતિશય મૃદુ હોય છે

બનાવટ-શંખજીરાનો લેપ

શંખજીરાનો લેપ-શંખજીરૂ ૫ ભાગ, કાથો એક ભાગ એ બન્ને સાથે મેળવી તેનો ઘીની અંદર લેપ કરવો.

ગુણ-સ્તંભન અને રક્ત સ્તંભક

ઉપયોગ-શંખજીરુ એ ક્ષોભક પદાર્થ છે અને તેટલા માટે કેટલાક વૈદો તે બને ત્યા સુધી ખાવાને માટે નથી વાપરતા. અતિશય રક્તાતિસાર, અત્યાર્તવ તથા ગમે તે ભાગમાથી લોહી પડતુ હોય ત્યારે

ને અપાય છે તેની ક્ષોભક અમર ન જણાય તેટલા માટે તે ખાડ અગર દુધના તરની અંદર અપાય છે ઉપદંશના ટણુની અંદર તેમજ બીજા કોઇ ભાગની અંદર ઘારૂ પડયુ હોય ત્યારે તેનો લેપ લગાડવાથી સારુ થાય છે તેથી રસીનો ભાગ સુકાઇ જાય છે અને રુઝ જલદી આવે છે કાથાનો અને શખજીરાનો જે ઉમેરો ઉપગ બતાવ્યો છે તે ઉપદંશને માટે ઘણો સારો છે શખજીરૂ ૨ તોલા ગેરૂ ૧ તોલો, રાળ ૧ તોલો, મુરદાર્શીંગ ૧ તોલો, મીણુ ૩ તોલા અને ઘી ૫ તોલા લઇ પહેલા મીણુ અને ઘી કઢી પછી તેમા બાકીના ઔષધો નાખી વ્રણને પાણીથી ધોઇ નાખી, તેનાપર પટ્ટી લગાડવી માથામા ખોડો થયો હોય તો શખજીરુ, ચીકણી સોપારી અને ધોળા કાથાની ભુકી માખણુમા ખરલ કરી ચોપડવી કાન વહેતો હોય અને કાનમા દાઝ થતો હોય તો શખજીરૂ તથા ધોળા કાથાની વસ્ત્રગાળ ભુકી કરીને માખણુની પરાશમા નાખી તે કાનમા નાખવુ મુખરોગ ઉપર શખજીરાનુ ચૂર્ણ માખણુમા કાલવી મ્હોડામા ચોપડવાથી મુખરોગ સારો થાય છે, અથવા ગેરુ અને શખજીરાનુ ચૂર્ણ આપવુ અટકાવ ઘણો દેખાતો હોય તો તે ઉપર શખજીરૂ અને પાષાણુ ભેદનુ ચૂર્ણ દુધમા આપવુ.

## સાજીખાર NATRON

**વર્ણન**—સાજીખાર પંજાબની અંદર બને છે અહીં બજારમા તેના કાળા કટકા આવે છે અને તેના ઉપર મીઠાનો તર જામી રહેલો હોય છે જેવી રીતે માટીના વાસણુમા આપણે મીઠુ રાખીએ તો એક બે ચોમાસા પછી માટીના ઠામ ઉપર મીઠાનો થર બહાર જામેલો દેખાય છે તેમ સાજીખારના કાળા કટકા ઉપર મીઠાનો ખાર જામી ગએલો હોય છે તેને ભાગના અંદરથી કાળો બળી ગએલ ભાગ નીકળે છે તથા અંદર ઠેકાણે ઠેકાણે ધોળા ધોળા ટપકા હોય છે. પંજા-

અની અંદર ખારી માટીની ભોય ઉપર કેટલીક જાતના ઝાડો ઉગે છે તે ઝાડોને કાપી મૂકી છ ફીટ ઉંડી અને ત્રણ ફુટ પહોળી ભઠ્ઠીમા બાળવામા આવે છે ભઠ્ઠીની અંદર મ્હો બંધ ત્રણ ચાર ઉંધા ઘડા મૂકેલા હોય છે અને તેના ઉપલા ત્રણે ભાગોમા બારીક છિદ્ર પાડેલ હોય છે, જેમ જેમ ઝાડવા બળતા જાય છે તેમ તેમ તેમાથી રસ નીકળે છે તે ઘડાની અંદર પડી જામતો જાય છે આ સાજીખાર કહેવાય છે, અને ત મે થી ઉંચો ગણાય છે આ રસ ઘડાની અંદર પડે છે તેથી તેને લોટા સાજીખાર કહે છે, ભઠ્ઠીની અંદર બળેલા લાકડાં, ધૂળનો ભાગ, તથા થોડોક રસ ઉપર રહે છે તે સાદો સાજી-ખાર છે અને ઘણો હલકો છે

**બનાવટ—** સર્જિકાદિ ચૂર્ણ.

૧ **સર્જિકાદિ ચૂર્ણ**—સાજીખાર ૧ ભાગ, જવખાર ૧ ભાગ અને પચ લવણ ૫ ભાગ એ ત્રણે ચીજને બીજોરાના રસમા અથવા દાડમના રસમા ખૂબ ખરલ કરી તે ચૂર્ણ તડકે સુકવવુ

ગુણ—પાચન, દીપન અને વાતહર,

**ઉપયોગ**—એનો ઉપયોગ જવખારને મળતો છે. પેટચુક, આફરો, ગોટા તથા પેટના કેટલાક દરદોની અંદર તે વપરાય છે તેથી જઠ-રાગ્નિ પ્રદીપ્ત થાય છે, ભૂખ લાગે છે અને પેટની અંદરનુ શૂળ બંધ થાય છે સર્જિકાદિ ચૂર્ણ પાવલાભાર માત્રામા લેવાથી જમ્યા પછી પેટમાં ચુક થતી હોય અથવા ખાટા ઘચરકા આવતા હોય તથા દાંત અંબાઇ ખાટા થઇ જતા હોય તો સારો ફાયદો થાય છે અજીર્ણના દરદમાં સાજીખાર ઘણો ઉપયોગી છે સાજીખાર, મેદાલાકડી તથા આંબાહળદર એ ત્રણેને વાટી નવશેકા કરી કચર, મુંઝાયા તથા મૂઢમાર ઉપર લગાવવાથી જામી ગએલુ લોહી ત્રુટે છે અને સોજો હલકો પડે છે સાજીખાર અને જવખારને પાણીમા વાટી તેની લુગ્દી કરી પાકતા ગુમડા ઉપર લગાડવાથી તે તરત ફુટે છે

# સિંદૂર RED LEAD

**વર્ણન**—સિદૂર એ સીસાનો એક ક્ષાર છે અને તે બજારમા પુષ્કળ મળે છે સિદૂરને શુદ્ધ કરવાની રીત એવી છે કે તેને લીંબુના રસમા ખરલ કરી તડકે સૂકવી નાખવો અથવા સિદૂરને દુધ અને ખટાશના યોગથી શુદ્ધ કરવાનુ પડિતોએ કહ્યુ છે સિદૂર લીંબુના રસમા ઘુંટી તડકે સૂકવી પછી ચોખાના ધોવરામણમા ઘુટી તડકે સુકવવાથી શુદ્ધ થાય છે ઔષધના ઉપયોગમા જે સિદૂર લેવાય તે ઉત્તમ રગદાર, અગ્નિને સહન કરનાર, સૂક્ષ્મ, સ્નિગ્ધ, સ્વચ્છ, જડ, અને મૃદુ હોવુ જોઇએ સિદૂર ખાવાને માટે કવચિતજ વપરાય છે

**બનાવટ**—સિદૂરાદિ તૈલ

૧, **સિદુરાદિ તૈલ**—સિદૂર ૪ તોલા, જીરૂ ૮ તોલા, સરસીઉ તેલ ૬૪ તોલા તથા પાણી ૨૫૬ તોલા નાખી તેનુ રીતસર તૈલ સિદ્ધ કરવુ

**ગુણ**—વ્રણ શોધન અને રોપણ સિદૂર ઉષ્ણ છે, અને વિસર્પ, કુષ્ટ, કડુ અને વિષનાશક છે, તથા ભાગેલા હાડકાને સાધનાર વ્રણને શુદ્ધ કરનાર અને ચાહાને ભરનાર છે

**ઉપયોગ**—સિદૂર ત્વકદોષ ઉપર બહુ ચોપડાય છે, ખરજવું, ખસ, દદ્રુ કુષ્ટ વિગેરે ઉપર સિદૂર સારુ કામ કરે છે, સિદુર અને જીરાને ઘીની સાથે મેળવી ખરજવા ઉપર લગાડવાથી ખરજવુ બેસી જાય છે તેમ . સિદુરાદિ તૈલ આજણી ઉપર ચોપડવાથી આજણી હલકી પડે છે વિચર્ચિકા વિગેરે અનેક જાતના કૂષ્ટ ઉપર સિદૂર લાગુ પડે છે

---

# સીસું-નાગ LEAD

**વર્ણન**–સીસાના કાળા તેલવાળા મોટા કકડા આવે છે તે પોચું અને ઘણું વજનદાર હોય છે સફેતો, સિંદુર, સુરમો અને મુરદાર શંગ એ બધા સીસાના ક્ષાર છે.

**શોધન તથા મારણ**:–સીસાને અગ્નિ પર તપાવી તેનો રસ કરી તે રસને આકડાના દૂધમાં ઠારવો એક હાંડલીમાં આકડાનું દૂધ ભરી તે ઉપર સછિદ્ર ઢાંકણું કરી તે છિદ્રમાંથી સીસાનો રસ રેડવો, જો વાસણ ખુલ્લું રાખ્યું તો સીસાનો રસ દૂધમાં પડવાથી ઉડશે અને બંદુકની ગોળીની પેઠે શરીર ઉપર ચોંટી રહેશે માટે આકડાના દૂધના ઠામ ઉપર ઢાંકણું ઢાંકવું એટલુંજ નહિ પરન્તુ ફક્ત છિદ્ર ખુલ્લું રાખી પડખે ઢાંકણાની ઉપર પણ મોટા વજન મુકવા, કારણ કે તેમ નહિ કરવાથી સીસાના જોરથી તે ઢાંકણું ઉડશે અને શરીરને ઇજા કરશે. ત્રણ વાર ઠારવાથી સીસું શુદ્ધ થાય છે. આકડાના દૂધ વગર કુંવારના રસમાં, ત્રિફળાના કઢામાં તેમજ ગૌમૂત્રમાં ઠારવાથી પણ શુદ્ધિ થાય છે. પણ આકડાનું દૂધ ઉત્તમ છે શુદ્ધ સીસાને અગ્નિ ઉપર તપાવી રસ કરી તેમાં તેથી ચોથા ભાગનો અપામાર્ગ ક્ષાર નાખી અઘેડાના લાકડાથી હલાવવો આથી તેનું બારીક ચૂર્ણ થશે, ચૂર્ણ થયા પછી તેનો આઠમો ભાગ શુદ્ધ મનશીલ નાખી લીંબુના રસમાં ખલ કરી ગજપુટ દેવો, તેથી શુદ્ધ નાગભસ્મ થાય છે બે ચાર વખત પુટ દેવાથી ઉત્તમ ભસ્મ બને છે. આ સિવાય કેટલાક વૈદ્યોનો મત એવો પણ છે કે સીસું ઉકળે ત્યારે તેની અંદર અપામાર્ગ ક્ષાર નહિ નાખતા ફક્ત શુદ્ધ મનશીલ નાખવું. તે સિવાય સીસાની ભસ્મ કરવાનો રસ્તો એવો છે કે સીસાનો રસ થાય ત્યારે માથે આમલીનાં છોડીઆનો ભુકો થોડો નાખતા જવું અને લોઢાની સળીથી ઘુંટવું ફક્ત સીસાથી ચોથા ભાગનો આમલીનો ભુકો નાખવો

એક પ્રહર ઘુટવાથી સીસાની ભસ્મ થાય છે ત્યાર પછી તેમા સમ ભાગ મન શીલ નાખી કાળમા વાટી શરાવ સપુટ કરી ગજપુટ દેવો. આથી શુદ્ધ નાગભસ્મ થાય છે નાગભસ્મ ધોળા અને રાતા એવા બે રગની કરવામા આવે છે લાલ રગ આવવાનુ કારણુ મન શીલ છે સફેત રગની નાગભસ્મમા મન શીલ નાખવામા નથી આવતુ

**બનાવટ**–૧. વડવાનલ રસ ૨ નાગભસ્મ.

૧. **વડવાનલ રસ**–૧ ભાગ શુદ્ધ હરતાલ, ૧ ભાગ શુદ્ધ પારો, ૧ ભાગ સીસાની ભસ્મ, ૨ ભાગ શુદ્ધ ગધક અને ૧૬ ભાગ મરી એ બધા બરાબર મેળવવા

૨ **નાગભસ્મ**–આની બનાવટ ઉપર અપાઇ ગઇ છે

**ગુણુ**–નાગભસ્મ ક્ષય, વાયુ, ગોળો, પાડુ, ભ્રમ, કૃમિ, શૂળ, કફ, પ્રમેહ, ઉધરસ, સગ્રહણી, ગુદરોગ, અગ્નિમાદ્ય, ઉદર દોષ, આમ વાત, કુષ્ટ, વીર્યદોષ, તથા અર્શનો નાશ કરે છે તેમજ તે કટુ, પથ્ય, પિત્તકર, અતિ ઉષ્ણુ અને સ્નિગ્ધ તથા પૌષ્ટિક છે

**અશુદ્ધ નાગભસ્મના દોષ:**–અશુદ્ધ નાગભસ્મથી ગોળો, અરૂચિ, પાડુ, ક્ષય વિગેરે રોગો પેદા થાય છે, માટે ઔષધમા માત્ર શુદ્ધ ભસ્મ વાપરવી.

**ઉપયોગ**–નાગભસ્મ એકલી કવચિતજ વપરાય છે ઘણુ કરીને બીજી ધાતુઓની સાથે કેટલીક બનાવટમા તે આવે છે ક્ષય, મેહ, સગ્રહણી તથા અગ્નિમાદ્ય ઉપર તે અપાય છે તે પૌષ્ટિક ગણુાય છે. અને તેને વીર્યની વૃદ્ધિ કરનાર માનવામા આવે છે વડવાનલ રસ ઘીમા લેવાથી ક્રાં શ, શૂળ, બદ્દેલ, પેટના રોગ, વાયુ, મદાગ્નિ વિગેરે દૂર થાય છે. સીસુ વાપરવુ એ ઘણુજ જોખમ ભરેલુ છે માટે તે વાપરતી વખતે દરેક વૈદ્યે ઘણીજ સભાળ રાખવી. જો તે અશુદ્ધ વપરાય તો ઘણી જાતની નુકસાની થાય છે. તેથી ગુલ્મ, કુષ્ટ, રક્તવિકાર થઇ આવે છે.

**નાગભસ્મનાં અનુપાનો**–૧/૧૦ ધડ ભાર નાગભસ્મ આપવી.

(૧) કફ, વાયુ અને જળોદર ઉપર અજમો, લીંડી પીપર અને મધમા આપવી

(૨) ઉપદ્રશ ઉપર શીતળ ચીની અને એળચીમા આપવી.

(૩) ધાતુ ક્ષીણુતા ઉપર માખણુ અને ખડી સાકરમા આપવી,

(૪) પ્રદર ઉપર વશલોચન ૭૨, એળચી અને ખડી સાકરમા આપવી.

**માત્રા**–વડવાનલ રસ ચૂર્ણ ૧ રતીભાર અને નાગભસ્મ ૧/૧૦ ધડ ભાર

---

## સુરમો SULPHURET OF ANTIMONY

**વર્ણન**–સુરમો બે જાતનો થાય છે સૌવીરાજન તથા બીજો સ્રોતાજન સૌવીરાજન કાળા રગનો થાય છે, તથા અદર ચકચકીત કટકીઓ દેખાય છે તે ગંધક અને સીસાનો સંયોગ જન્ય પદાર્થ છે. સ્રોતાજન જરા ભુખરો છે અને તે ગુણુમા સૌવીરાજનથી જરા ઉતરતો છે તે હિદુસ્થાન તરફથી આ દેશમા આવે છે,

**શોધન**–સુરમાને બારીક વાટી તેને લીંબુના રસમા ખરલ કરી ૧ દિવસ તડકામા સુકવવાથી તે શુદ્ધ થાય છે, ત્રિફળાના કાઢામા કિંવા ભાગરાના રસમા પાચન કરવાથી પણુ સુરમો શુદ્ધ થાય છે,

**બનાવટ**–૧ શુદ્ધ સુરમો ૨ નયનામૃત

**૧ શુદ્ધ સુરમો**–શુદ્ધ કરેલ સુરમાને અગ્નિ ઉપર તપાવી ત્રિફળાના હીમની અદર ઠડો કરી ખરલમા ખુબ લઢવો, આવી રીતે સાત દિવસ સુધી તેને ગરમ કરી ત્રિફળાના હીમની ભાવના દેવી, પછી

જ્યારે ખુબ બારીક થાય ત્યારે તેની અંદર એક શેર સુરમો, ધોળા મરીના દાણા ૧૦ તથા એળચીના દાણા ૧૫ અને ૦ા રૂપીઆ ભાર ભીમસેની કપૂર નાખી તેને ખુબ લઢવુ. બાદ તેને ત્રણ દિવસ સુધી દરરોજ ગુલાબજળની ભાવના દઈ ખલ કરવો. છેલ્લે દિવસે જ્યારે બિલકુલ સૂકાઇ જાય ત્યારે ફરી એક વાલ ભીમસેની કપૂર નાખી ખલ કરી શીશીમા ભરી રાખવો.

૨ **નયનામૃત**—સીસુ શુદ્ધ કરી તેને અગ્નિ ઉપર તપાવતાં તે પાતળુ (ઓગળેલુ) થાય ત્યારે તેની અંદર તેટલોજ શુદ્ધ પારો નાખવો પછી તે બન્નેની બરાબર સુરમો નાખી ખુબ હલાવવુ ને બરાબર ત્રણેનુ ચૂર્ણ મળી જાય ત્યારે ત્રણેના સમગ્ર ચૂર્ણથી દશમા ભાગનુ ભીમસેની કપૂર નાખી તે સઘળાંને ખુબ ખલ કરવા, જે અંજન તૈયાર થાય તેનુ નામ નયનામૃત

ગુણ—ચક્ષુષ્ય.

**ઉપયોગ**—સુરમો આખના દરદોમા અત્યત ઉપયોગી છે સુરમો આખના દરદની અંદર એટલો બધો પ્રસિદ્ધ છે કે સુરમા સિવાય બીજા કેટલાક પદાર્થોના અંજનને પણ સુરમો એવુ નામ આપવામા આવે છે એ પ્રમાણે ખાપરીઆના અંજનને રાતો સુરમો કહે છે અને મોતીના અંજનને ધોળો સુરમો કહે છે પણ તેમા આ ખરો સુરમો આવતો નથી. સુરમો આજવાનો ચાલ પંજાબ દેશમા ઘણો છે. કેટલાક લોકો ફક્ત ખુબસુરતીની ખાતર સુરમો આખમા આજે છે. ખુબસુરતીને માટે તે આજવામા આવે તો પણ તે આખને ફાયદો કરે છે. તેથી આંખને ઠંડક થાય છે અને પુષ્ટિ મળે છે. કેટલાક ઉંચી જાતના સુરમામા સાચાં મોતી પડે છે અને તે પ્રમાણે તેની કીંમત થાય છે સુરમો આખમાં આજવાથી આખની બળતરા, ઝાખ, આખનું બળવુ વિગેરે શાંત થાય છે. જ્યારે આંખ આગળ ધુમાડા ધુમાડા દેખાય છે તથા દરદીને કેટલીક ચીજો વિકૃતિ પામેલી દેખાય છે તેવા દરદોમાં સુરમો હિત

કારક છે. બહુ વાંચવાથી આખમા થએલી કમકૌવતી તેથી સુધરે છે. સુરમો પોતે આખની અંદર ઠડો છે તો પણુ તેની અંદર બીજી ચીજો પડવા પ્રમાણે તેના ગુણુનો ફેરફાર થાય છે. સુરમાની અંદર એવી ચીજો મેળવવામા આવે છે કે તે આજવાથી પહેલ વહેલુ આંખ-માથી પાણી છુટે છે અને પાછળથી ઠડક થાય છે જ્યારે આખની અદર ગરમી રહેવાને લીધે માથાની અદર દુખાવો થાય છે ત્યારે સુરમો આજવાથી માથુ દુખતુ મટે છે

---

## સુરોખારNITRE OR SALT PETRE

**વર્ણન**—સુરોખાર બે જાતનો આવે છે, એક ધોએલો તથા બીજો વગર ધોએલો ધોએલો સુરોખાર રગે સફેત હોય છે અને વગર ધોએલો સુરોખાર સફેત પણુ જરા મેલો હોય છે. ઔષધમા ધોએલો સુરોખાર વપરાય છે. સુરોખાર ધોવાની રીત એવી છે કે તેને ઉના પાણીમા ગાળવો ને જે ડોળ વિગેરે ઉપર આવે તે કાઢી લેવો પાછળથી તે પાણીને સ્વસ્થ રાખવુ એટલે સુરોખાર નીચે બેસશે. ઉપલુ પાણી કાઢી લઇ નીચે રહેલ સુરાખારની પાર્શ્વકણિકા બધાવા દેવી. વગર ધોએલ સુરોખાર વાપરવાથી ઉલટી થાય છે ને તે પીવો ઘણો મુશ્કેલ છે. ખત્રી લોકો તેને રગવાના કામમા વાપરે છે. દારુના કામમા સુરોખારનો ઘણો ખપ થાય છે.

**ગુણુ**—મૂત્રલ, સ્વેદલ, અને શીતળ, “ સુરોખાર તીક્ષ્ણુ, અતિ-ઉષ્ણુ, રેચક, તીખો, કડવો, અગ્નિદીપક સૂક્ષ્મ, ખારો, લઘુ, દાહક, શોષક, ગ્રાહક અને વાતનાશક છે. ”

**ઉપયોગઃ**—સુરોખાર સ્વેદલ હોવાને લીધે સખ્ત જ્વરની અંદર કામ લાગે છે. સતત્ જ્વર, સતત્ જ્વર, ફેફસાનો તીક્ષ્ણુ વરમ તેમજ યકૃતના તીક્ષ્ણુ વરમમાં જ્યારે તાવ અણુઉતાર ભર્યો રહે છે ત્યારે

બીજી સ્વેદલ દવાની સાથે સુરોખાર અપાય છે. જે દરદોની અંદર તાવ ભર્યો હોય ત્યા પસીનો લાવવા માટે સુરાખારની યોજના કરવામા આવે છે. તાવની અંદર પેશાબ ઘણોજ થોડો અને વધારે ક્ષારવાળો હોય છે સુરોખાર લેવાથી પેશાબ વધે છે અને તેથી પડતો ઘાટો લાલ પેશાબ સ્વચ્છ ઉતરે છે, તથા પેશાબની અંદરનો દાહ શાત થવાને માટે તે પ્રમેહ અને તણુખીઆની અંદર પુષ્કળ પાણીની સાથે અપાય છે તેમજ મૂત્રકૃચ્છની અંદર થએલી પેશાબની અટકાયતને તે દૂર કરે છે મૂત્રલ અને સ્વેદલ એ બન્ને ગુણો તેમા હોવાથી તે જ્વરાદિક દોષની અંદર બહુ યોગ્ય છે. બાદ તાવની અંદર જેમ તે પસીનો લાવે છે તેમ તે તૃષાને શાત કરે છે તથા દાહને બેસાડે છે.

મૂત્રલ ગુણને માટે તે જલદર તથા કમળામા અપાય છે જલદરની અંદર હમેશા પેશાબ જાડો ઉતરે છે તેથી પેટ ચડે છે અને દરદીને હાફ ચડે છે. સુરોખાર લેવાથી આ બધી હરકતો દૂર થાય છે

**ચંદ્રપ્રભા**—ગુટિકાની અંદર શિલાજીત આવે છે પણ જો શિલાજીત ન મળે તો તેને અભાવે સુરોખાર નાખવામા કોઇપણ જાતની અડચણ નથી. બાળકની અંદર જ્યારે મૂત્રકૃચ્છ બંધાય છે ત્યારે સુરોખાર ફાયદો કરે છે તીક્ષ્ણ તેમજ જીર્ણ સંધિવાની અંદર જેમાં દરદીનુ લોહી સાધારણ રીતે તપેલુ હોય છે તેવા દરદીને બીજી યોગ્ય દવા સાથે સુરાખારનુ સેવન કરવું ઉચિત છે. પ્રમેહની અને પીડિતાર્તવની અંદર તે ઉપયોગી છે. દમની અંદર સુરોખાર ઘણુ સારુ કામ કરે છે. અને તે વાપરવાની રીત નીચે પ્રમાણે છે.

૧૦ રૂપીઆભાર સુરોખાર લઇ તેને ૮૦ રૂપીઆભાર ઉના પાણીમા નાખવો અને તેની અંદર અમદાવાદી કાગળ બે ત્રણ મિનિટ રાખવા પછી તેને દેવતાપર અગર તડકે છેટેથ સુકવવા. આ કાગળમાથી ચાર ચાર ઈંચના ચોરસ કડકા કાપી રાખી તેમાથી એક અગર બે કડકા બાળી તેનુ ધૂમ્રપાન કરવાથી ઘણોજ સખ્ત દમ હોય તે પણ

જાય છે આ ઉપાય ઘણોજ સરસ છે અને તે દરેક વૈદે અજમાવવા જેવો છે

દાતના મંજનની અદર સુરોખાર આવે છે તેની અસરથી ખેરી ગળી જાય છે અને દાંત સાફ થાય છે, આવુ મંજન થોડા ઘણા દિવસ ચાલુ રાખવુ જોઇએ

**સુરોખારમાં લેવાના અનુપાનો**–૧ મૂત્રકૃચ્છ ઉપર મુળાના પાદડાના રસમા આપવો ૨ મૂત્ર છૂટે છે તે ઉપર–લીંબુ કાપી તે ઉપર સુરોખાર નાખી પેઢુ ઉપર ચોળવુ ૩ શરીરમાની ગરમી પર સુરોખાર છાશમા આપવો ૪ વાળા ઉપર ત્રણ માસા સુરોખાર લઇ તે ૮૦ તોલા ગરમ પાણીમા નાખવો

**માત્રા** – ૧થી ૪ વાલ.

---

# સુવર્ણમાક્ષિક.

**વર્ણન**–સોનામુખીના પીળા ચકચકીત કટકા આવે છે અનેતેની અંદર સોનાની કટકીઓ જેવુ તેજ હોય છે તે ઉપરથી કોઇએ એમ ન ધારવુ કે તેની અદર સોનુ છે. માક્ષિક ત્રણ જાતનુ થાય છે, સુવર્ણમાક્ષિક, રૌપ્યમાક્ષિક અને કાસ્યમાક્ષિક. સુવર્ણમાક્ષિક તાપીનદીમા થાય છે. એનો રંગ સુવર્ણ જેવો હોય છે એ કિંચિત્ સુવર્ણના ગુણોથી સમાન છે, એટલા માટે સુવર્ણના અભાવે સુવર્ણમાક્ષિક આપે છે. તાપીનદીના તીરપરનુ સુવર્ણમાક્ષિક પંચવર્ણ હોય છે અને જે કનોજ દેશમા થાય છે તે સુવર્ણવર્ણ હોય છે સુવર્ણમાક્ષિક એ સુવર્ણવર્ણ કોણ રહિત જડ તથા હાથ ઉપર ઘસવાથી કાળાશ જણાય છે. સુવર્ણમાક્ષિક એ લોઢાનો અને ગંધકનો સંયોગજન્ય પદાર્થ છે.

**શોધન તથા મારણ**–સોનામુખીના કકડા લઇ ખુબ ખાંડી કપ ચાળી ઝીણો જુદો કરી તેથી ત્રીજો ભાગ સિંધાલુણ મેળવી

લીંબુના રસમા ખુબ ઘુંટી લોઢાની કડાઇમા નાખી નીચે ખુબ તાપ કરવો અને લોઢાની કડછીથી હલાવવુ, જયા સુધી લોઢાની કડાઇ અને ઉપર લખેલ દવા લાલ થાય ત્યા સુધી હલાવ્યા કરવુ પછી તેને ઉતારી લેવુ. આવી રીતે સુવર્ણમાક્ષિક લાલ થાય ત્યારે શુદ્ધ થઇ કહેવાય છે શુદ્ધ થયા પછી તેને કળથીના કવાથમા, તેલની અદર અગર બકરીના મૂત્રની અદર ખરલ કરી ગજપુટ દેવાથી શુદ્ધ સુવર્ણમાક્ષિક ભસ્મ થાય છે બીજી એવી રીત છે કે સુવર્ણમાક્ષિકનુ ચૂર્ણ કરી કળથીના કાઢામા છાશ અને બકરીના મૂત્રમા નાખી ચુલા ઉપર લોખડના વાસણમા રાખી તેમા ઘુટતા જવુ એટલે ભસ્મ થશે બીજી રીત એવી છે કે સુવર્ણમાક્ષિકનુ ચૂર્ણ કરી કલેડામા ઘાલી નીચે તાપ કરી લીંબુનો રસ વારવાર નાખતા જવુ અને લોખડની કડછીથી કે લોઢાના હાથાથી ઘુટતા જવુ એમ બે પહોર સુધી કરી પછી વાસણ લાલ થાયએટલે જાણવુ કે તૈયાર થઇ ચોથી રીત એવી છે કે માક્ષિકના ચોથાભાગે ગધક લઇ માક્ષિક સાથે ખરલ કરવો પછી એરંડીઆના તેલમા ઘુટી ટીકડીઓ કરી શરાવસપુટમા મૂકી ગજપુટ આપવો શીત થયે કાઢી લેવુ એટલે સિંદૂર સરખી ભસ્મ થશે. સુવર્ણમાક્ષિક બકરીના મૂત્રમા કિવા તેલમા અથવા કળથીના કાઢામા કિવા છાશમા ખલ કરી ગજપુટ આપવાથી ભસ્મ થશે

ગુણ–સુવર્ણમાક્ષિક શોધક અને પૌષ્ટિક છે. " કટુ, મધુર, શીત, યોગવાહી, વૃષ્ય, ચક્ષુષ્ય અને રસાયન છે મેદ અર્શ ક્ષય, કુષ્ટ, કફ, પિત્ત, લીંગવર્તી, કઠરોગ, પાડુ, મેહ, વિષ, ઉદર, સોજો, ચળ અને ત્રિદોષ નાશક છે

બનાવટ–૧ સુવર્ણમાક્ષિક ભસ્મ, ૨. ગર્ભ વિનોદ રસ.

**૧. સુવર્ણમાક્ષિક ભસ્મ**–આની બનાવટ ઉપર અપાઇ ગઇ છે,

**૨. ગર્ભવિનોદ રસ**–સુવર્ણમાક્ષિક ભસ્મ ૪ તોલા, હીંગળો ૪ તોલા, સુઠ ૩ તોલા, મરી ૩ તોલા, લવીંગ ૩ તોલા, જાવત્રી ૩

તોલા એ સર્વેને પાણી સાથે મેળવી બબે રતીની એક એક ગોળી કરવી.

ઉપયોગ—પૌષ્ટિક તરીકે તેના ગુણ લોખંડને મળતા છે. પાંડુ રોગ, મૂત્રરોગ, જલોદર, શોફ તથા નેત્રરોગની અંદર તે ઉપયોગી છે, અને જે જે જગ્યાએ લોહ આપવુ યોગ્ય લાગે તે તે જગ્યાએ સુવર્ણ-માક્ષિક પણ આપાય છે જીર્ણમેહ, અર્શ અને કુષ્ટ વિગેરેમા તે ઉપયોગી છે સુવર્ણમાક્ષિક ભસ્મ અને ગળો સત્વ સમભાગે મેળવી તેની ગોળી કરી લેવાથી જીર્ણપ્રમેહમા ઘણો સારો ફાયદો થાય છે

સુવર્ણમાક્ષિક એ શોધક પૌષ્ટિક દવા છે અને તેટલા માટે બીજી પૌષ્ટિક દવા જેવી કે પારો, અભ્રખ વિગેરેમા મેળવી અપાય છે ગર્ભિણી સ્ત્રીના કેટલાક રોગમાં તેમજ કમકોવત સ્ત્રીના ગર્ભાશય જ્યારે નબળા પડી જાય છે ત્યારે વખતો વખત ગર્ભપાત થવાનો સંભવ રહે છે તથા કસુવાવડ થાય છે. સુવર્ણમાક્ષિક આવા દરદીને ઘણોજ ફાયદો કરે છે ઘણુ કરીને આવા દરદની અંદર ઉપદંશનો શક જાય છે અને ગર્ભવિનોદ રસ નામની બનાવટમા હીંગળાનો સારો ભાગ આપવાથી ઉપદંશની અનેક વિકૃતિઓ ઉપર તે ખાસ ઉપયોગી છે કમકોવતી અગર ઉપદંશ અગર તે બન્નેના સંયોગથી કે ગમે તે કારણથી ગર્ભપાત થતો હોય ત્યારે પણ ગર્ભવિનોદ રસ વાપરવા કહેલ છે સાધારણ રીતે કોઈ પણ સ્ત્રીને કસુવાવડ થતી હોય અને બીજું કાંઇપણ કારણ ન જડ્યુ હોય તેવા અનિશ્ચિત રસ્તામાં ગર્ભ-વિનોદ રસ પ્રશસ્ત છે.

સોનામુખીને મધની અંદર વાટી આંખની અંદર આંજવાથી આંખનુ ફુલું કપાય છે.

**સુવર્ણ માક્ષિક અનુપાનઃ**—સુવર્ણમાક્ષિકને ત્રિફળા, કડુ, મરી અને ઘી એ અનુપાન યોજવા.

**અપકવમાક્ષિક દોષ**—અપકવ માક્ષિક અગ્નિમદ, બલ હાનિ, નેત્રરોગ, કુષ્ઠ, વિગેરે ઉત્પન્ન કરે છે માટે તેને બરાબર રીતસર શોધ્યા પછીજ ઉપયોગમા લેવુ.

**અશુદ્ધ માક્ષિક દોષની શાન્તિ**—કળથીનો ઉકાળો અથવા દાડમની છાલને પાણીમા વાટી પીએ તો અશુદ્ધ સુવર્ણમાક્ષિક દોષથી મુક્ત થવાય છે.

**માત્રા**—સુવર્ણમાક્ષિક ભસ્મ ૧ થી ૨ વાલ, ગર્ભવિનોદ રસ ૧ થી ૨ રતીભાર

**પથ્ય**—ગર્ભવિનોદ રસ ચાલતો હોય ત્યા સુધી તેલ, મરચુ, ખટાઇ વિગેરે ખાવુ નહિ ને ઘી, સાકર વિગેરે પૌષ્ટિક ખોરાક લેવો.

---

## સોનું GOLD.

**વર્ણન**—સોનુ દેશી ઔષધિમા એક ઉત્તમ ઔષધ ગણાય છે ઔષધમા સોનાનો વરખ તથા તેની ભસ્મ વપરાય છે તેમજ બીજી કેટલીક માત્રાઓમા સોનુ આવે છે. ઔષધની અદર ચોખ્ખુ સોનુ વાપરવું જોઇએ તેની અદર રૂપાનો કે ત્રાબાનો ભેગ હોવો જોઇએ નહિ. સોનાના બારીક પતરા લઇ હરણના ચામડાના બેવડમા નાખી મોગરીથી કુટી કુટીને તે ।। બહુ પાતળા પુતરા કરવામાં આવે છે. તેનુ નામ વરખ.

**શોધન તથા મારણ**—ચોખ્ખું કુદન લઇ તેને તપાવી કાજીમા, તેલમા, કળથીના ક્વાથમાં, ગૌમૂત્રમા અને છાશમા ઠંડુ કરી શુદ્ધ પાણીથી ધોઇ નાખવાથી શુદ્ધ સોનુ થાય છે. સોનાના શુદ્ધ કરેલાં ચોખ્ખા પતરા લઇ તેમા બે ભાગ પારો નાખી લીંબુના રસની અદર ખુબ ઘુટી તેનો ગોળો કરવો અને તે ગોળાના વજન પ્રમાણે ગધક

લઈ અરધો ગંધક એક શરાવની અંદર મુકી તે ઉપર તે ગોળો મુકવો અને અરધો રહેલો ગંધક ઉપર નાખી તે ઉપર બીજુ શરાવ મુકી કપડ માટી કરી ૩૦ અડાયા છાણાનો તેને તાપ દેવો. ઠંડુ થાય ત્યારે બહાર કાઢી લેવો. એ પ્રમાણે ચૌદ વખત કરવુ એથી શુદ્ધ સુવર્ણ ભસ્મ થશે.

(૨) સોનાના સોળમા ભાગે સીસુ લેવુ સોના અને સીસાને મજબુત મુસમા ઘાલી દેવતા ઉપર મુકી રસ કરવો, બરાબર રસ થયા પછી ગાળી લેવું. ટાઢુ પડયા પછી તેને ખાડી બારીક ચૂર્ણ કરવુ. તે ચૂર્ણને ખલમા નાખી બીજોરા કે લીંબુના રસમા એક દિવસ ખલ કરવો અને પછી તેની લુગ્દી કરવી લુગ્દીના બરાબર વજને આમલ સારો ગંધક લેવો, તેનું બારીક ચૂર્ણ કરી તેમાથી ચોથા ભાગનુ ચૂર્ણ લઇ પેલી લુગ્દીમા મેળવી ખલ કરવો ને તેની લુગ્દી કરવી, પછી ઉપર બતાવ્યા પ્રમાણે ભસ્મ બનાવવી.

(૩) પારો તથા આમલસારો ગંધક સરખા વજને લઇ તેનું ચૂર્ણ કાચનવૃક્ષ (ઝીંઝુઆ)ની છાલના રસમા એક દિવસ ખલ કરવું એટલે કજલી સરખુ થઇ જશે પછી એ બંનેના વજનથી ચાર ગણા વજનના શુદ્ધ કરેલા નાના પતરા લઇ તે ઉપર લેપ કરવો, પછી કાચન વૃક્ષની છાલ વાટી તેની લુગ્દી કરવી તેમાથી અરધી લુગ્દી એક મજબુત મુસમા ભરી તે ઉપર સોનાના પતરા ગોઠવી બાકીની લુગ્દી ઉપર મુકી દબાવવી પછી બીજી મુસ ઉંધી પાડી તેની સાંધને આજુબાજુએ ફરતો કપડમાટીનો મજબુત લેપ કરી થર ચઢાવી તેનો ગોળો બનાવવો, પછી તેને માટીના મજબુત ચપણુમા મુકવો, તેના ઉપર બીજુ ચપણુ ઉંધુ પાડી તેને પણ કપડમાટીની મુદ્રા કરી સુકવવુ. મોટો પ્રખર અગ્નિ છાણાનો સળગાવવો અને તેની વચમા એ સંપુટને મુકવો અગ્નિ ઠંડો પડે કે સંપુટ કાઢી લેવો એ વિધિથી સુવર્ણની ઉત્તમ જાતીની ભસ્મ થાય છે.

(૪) મનશીલ અને સિંદુર સરખા વજને આકડાના દુધમા ખલ કરી તેને તડકામા સુકવવુ, એ મુજબ સાત પટ આપવા, પછી સોનાની બારીક કરચો અને તેના વજને ઉપરના ચૂર્ણની લુગ્દી લઇ બન્નેને ખલ કરી ગોળો કરવો પછી એક મજબુત મુસમા તે ગોળો મુકી તેને અગ્નિમા ગોઠવી ધીમે ધીમે ધમણથી ફુકવુ જ્યારે સોનાનો રસ થાય ત્યારે ગાળી લેવુ ફરીથી તે સોનાની કરચો અને તેના વજને ઉપર લખેલુ મનશીલ અને સિંદુરનુ ખલ કરેલુ ચૂર્ણ સાથે મેળવી ખલ કરવો અને ઉપર લખેલી રીતે સોનાનો રસ કરવો એ રીતે ત્રણ વખત કિંવા પાચ વખત કરવાથી સોનાની ભસ્મ થાય છે.

(૫) સોનાનાં પતરા કરી તેને કબુતર અથવા મરઘડાની હગારનો સારી રીતે લેપ કરી તેના વજને આમલસારા ગંધકનુ ચૂર્ણ કરી, તેમાથી મટોડીના કોડીઆમા અડધો નીચે પાથરી તે ઉપર સોનાના પતરા મૂકવા, બાકીનો ગધક ઉપર પાથરી બીજુ કોડીયુ ઉંધુ ઢાકી સપુટ કરવો, તેના ઉપર કપડ માટીનો લેપ કરવો પછી તેને સુકાવા દેવુ સુકાયા બાદ છાણા વચ્ચે પેલો સપુટ મકી સળગાવી દેવુ, અગ્નિ ગાયના મોટા પાચજ છાણાંનો કહો છે, એ પ્રમાણે ઉપરના વિધિથી નવ પુટ આપવા દશમો મહાપુટ ઉપરની વિધિપૂર્વક ત્રીસ છાણાનો આપવા એટલે સુવર્ણ ભસ્મ થશે

**બનાવટઃ**—૧. સુવર્ણ ભસ્મ ૨ સુવર્ણ માલિની વસત ૩ સુવર્ણ પર્પટિ ૪ રાજ મૃગાક ૫. હિરણ્ય ગર્ભ પોટલી રસ ૬. પૂર્ણ ચદ્રોદય રસ.

**૧. સુવર્ણ ભસ્મ.**—આની બનાવટ ઉપર અપાઇ ગઇ છે

**સુવર્ણ માલિની વસંત.**—સોનાના પાના ૧ ભાગ, હીંગળો ૩ ભાગ, ખાપરીઓ ૮ ભાગ, મોતી ૨ ભાગ, મરી ૪ ભાગ, એ બધાંને માખણની અદર ભેગા કરી લીંબુનો રસ તેની અદર નાખી જ્યા સુધી સોનાના પરમાણુ અદૃસ્ય થાય ત્યાં સુધી ખુબ ઘુંટવુ.

૩. **સુવર્ણ પર્પટિઃ**—સોનાનો વરક એક ભાગ, શુદ્ધ પારો આઠ ભાગ, શુદ્ધ ગંધક આઠ ભાગ એ સઘળાને લોઢાની કઢાઇમા ઘી લગાડી એકત્ર કરી નીચે જરા તાપ આપવો રસ થાય કે તરતજ છાણાના ભૂકા ઉપર કેળનુ પાન મૂકી તે ઉપર રસને ઢારી દેવો, ઉપર બીજુ પાન મકી તે ઉપર છાણાનો ભૂકો નાખવો. જ્યારે પોતાની મેળે ઠરે ત્યારે તેના જામી ગએલા કપોટા ઉખેડી લેવા

૪. **રાજમૃગાંક**—પારદ ભસ્મ ૩ ભાગ, સુવર્ણ ભસ્મ ૧ ભાગ, અબરખ ભસ્મ ૧ ભાગ અને મનશીલ, હરતાળ અને ગંધક એ ત્રણે શુદ્ધ કરેલ, બબે ભાગ એ સઘળાને ભેગા કરી ખૂબ બારીક કરી લઢવા. પછી શખની અદર તે ભરવુ, ટકણ ખારને બકરીના દૂધમા વાટી તે વડે શખની મુખમુદ્રા બંધ કરવી પછી તેને શરાવ સપુટ કરી ગજપુટ દઇ દેવો ઠડુ થાય ત્યારે ઔષધને બહાર કાઢી ખૂબ લઢવુ,

૫. **હિરણ્ય ગર્ભ પોટલી રસ**—ચાર ભાગ પારો અને ચાર ભાગ સોનાના વરખના બારીક પતરા લઇ તે બન્ને બરાબર મેળવી તેમા બાર ભાગ ગંધક નાખી તેની કજ્જલી કરવી પછી તેમાં ૧૬ ભાગ મોતીની ભસ્મ, ૨૪ ભાગ શખ ભસ્મ અને એક ભાગ ટંકણ મેળવી તે બધાને પાકેલા લીમડાના પાનના રસમા ઘુટવા અને તેનો ગોળો કરી શરાવ સપુટથી ગજપુટ દઇ દેવો. પોતાની મેળે ઠરે ત્યારે કાઢી લઇ લઢી રાખી મૂકવુ જે તૈયાર થાય તે "હિરણ્ય ગર્ભ પોટલી રસ."

૬. **પૂર્ણચન્દ્રોદય રસ.**—સોનાનો ચોખો વરક ચાર તોલા, શુદ્ધ પારો ૩૨ તોલા અને શુદ્ધ ગંધક ૬૪ તોલા લઇ તેમની કજ્જલી કરવી, આ કજ્જલીને રાતા કાપૂસના રસમા (જાસુસ) અને કુવારના રસમા ખલ કરવી અને સુકવવી. પછી આતશી શીશીમા આ કજ્જલી નાખવી. બહુ તો તે અર્ધી અર્ધ શીશી ભરવી, આખી શીશી ભરવી

નહિ. અને તેના ગળા સુધી કપડ માટી કરી વાલુકાયન્ત્રમા તે શીશી મૂકી તાપ આપવો શીશી ઉપર ચાકનો બુચ મુકવો. શરૂઆતમા ધીમે તાપ આપવો અને પછી વધારવો ઓછામા ઓછા ત્રણ પ્રહર સુધી તાપ આપવાની જરૂર છે થોડી વાર પછી બુચ કાઢી લેવો આથી ગંધક શીશીને મોઢે બળ્યા કરે છે જે જમાવ શીશીને ગળે જામે છે તે ચન્દ્રોદય પછી તે શીશીમાથી ચન્દ્રોદય કાઢી એક તોલા ચન્દ્રોદયે બરાસ કપૂર, જાયપત્રી, મરી, લવીંગ, સુંઠ અને પીપર દરેક ચચાર તોલા અને કસ્તુરી ફક્ત બે વાલ મેળવી, અને તેની બમે વાલની ગોળી કરવી આ ગોળી નાગરવેલના પાનમા લેવી

ગુણ —પૌષ્ટિક અને શોધક

ઉપયોગ —સોનુ પુષ્ટિ માટે બહુ વપરાય છે ક્ષયની અંદર તેમજ જીર્ણ ઉધરસની અદર, શ્વાસ, દમ તથા છાતીના દરદોમા થયલી કમકૌવતીને તે ઘણુ સારૂ છે ક્ષયની શરૂઆતમા જો સોનુ યોગ્ય રીતે આપવામા આવે તો તેથી ક્ષય અટકે છે ક્ષયવાળા દરદીને સોનુ આપવાથી શરીરમા કૌવત આવે છે અને શરીરનુ વજન ઘટતુ બધ થાય છે, કળતર વિગેરે મટે છે, તથા શરીર સતેજ રહે છે ક્ષયની અદર સુવર્ણમાલિની વસત, રાજ મૃગાક તેમજ બીજા કેટલાક પૌષ્ટિક પ્રયોગો કે જેમા સોનુ આવે છે તે વાપરવા સારા છે. સોનાની દરેક બનાવટ ક્ષયીને આપવાની છુટ છે એટલુજ નહિ પણ કાચું સોનુ આપવુ પણ યોગ્ય છે. કાચુ સોનું વરકના રૂપમા વપરાય છે, સોનાનો વરક માખણ, સાકર તથા મધની સાથે આપવાથી જીર્ણ ઉધરસ તથા ક્ષય દબાય છે જે દરદીને બડખામા લોહી પડતુ હોય તથા શરીર ઘણુ ક્ષીણુ પડી ગયુ હોય તેવા દરદીને સોનાના વરક ફાયદો કરે છે, થોડા ઘણા દિવસ સોનાનો વરક લેવાથી ક્ષયીનો જીર્ણજ્વર અટકે છે

મગજના વ્યાધિ, અપસ્માર, મગજની કમકૌવતી, મગજનુ ભારે રહેવું વિગેરે મગજના જીર્ણવ્યાધિની અંદર સોનુ સારૂ છે, નપુસકપણાને માટે તથા વીર્યસ્ત્રાવને માટે સોનુ અકસીર ઉપાય ગણાય છે, કમરનો દુખાવો પગની કળતર, વીર્યનુ મૂત્ર માર્ગની અદર ઝરવુ તેમજ નપુસકપણાથી થતા દરેક ચિન્હની અદર સોનુ ઘણો ફાયદો કરે છે. મૃગાંક અને ચદ્રોદય નામની બનાવટ આ દરદીને માટે અતિ ઉત્તમ ઉપાય છે નપુસકત્વને માટે ચદ્રોદયની સાથે કસ્તુરી વીગેરે ઉષ્ણવીર્ય દવાઓ મેળવવામા આવે છે અને તેથી મગજ તર રહે છે, સ્ત્રીને ઋતુદોષ, પ્રદર અને બીજા કેટલાક જીર્ણગર્ભાશયના દરદમા સોનુ અપાય છે

સન્નિપાતની અદર તથા બીજા કેટલાક ત્રિદોષજન્ય ચિન્હની અદર સોનાનુ ઉકાળેલ પાણી પીવાથી ફાયદો થાય છે જ્યારે શરીર ક્ષીણ થઇ જાય છે, દરદી બેભાન હોય છે, મોઢા ઉપર તન્દ્રા ભરી હોય છે અને દરદી બડબડયા કરે છે ત્યારે હિરણ્યગર્ભનો ઘસારો પીંપરની સાથે આપવાથી દરદી સચેત થાય છે અને કેટલીક વખત બેશુદ્ધિવાળો દરદી વાતો કરતો આપણે જોઇએ છીએ

જો જીર્ણજવરની અદર કમકૌવતી ઘણીજ વધી ગઇ તેમા સોનુ ઘણો સારો ફાયદો કરે છે ઘણા દીવસના અતિસાર, સગ્રહણી તથા જીર્ણ રકતાતિસારની અદર દરદીના શરીર ઉપર જ્યારે શોફ થઇ આવે છે તથા દરદી ઘણો કમકૌવત થએલો માલમ પડે છે ત્યારે સુવર્ણ પર્પટિ આપવી યોગ્ય છે. સાધારણ રીતે દરેક પર્પટીઓ સશોફ અતિસારની અદર અપાય છે જ્યારે શોફ હોય ત્યારે પર્પટીવાળી દવા આપવી એવો નિયમ છે. બાળકના શોષ રોગની અદર સોનુ ઘણુ ઉપયોગી છે. છોકરૂ જ્યારે ગળતુ જાય છે, તેના સ્નાયુ શિથિલ થાય છે, માસના લોચા ગળેલા તથા પીંડી વિગેરે ઠેકાણાની ચામડીનો ભાગ વૃદ્ધ માણસની પેઠે ગળી ગએલો હોય ત્યારે દરદીને સોનુ આપવું

ઉચિત છે, જે સ્ત્રીઓના ધાવણ ખરાબ હોય છે તે સ્ત્રીના બાળકને સોનુ આપવુ જોઇએ તે તેના અસ્થિને દ્રઢ કરે છે તથા બાંધો વધારે છે પંઢ રોગ ઉપર પણ સોનું બહુ સરસ છે. જીર્ણ પ્રમેહ, હસ્તક્રિયા, અગર બીજા ગમે તે કારણોને લીધે જ્યારે કમકૌવતી થાય છે ત્યારે સોનુ આપવુ યોગ્ય છે સોનાની રત્નાગિરિ નામની બનાવટ નવીન જ્વરની અંદર ઘણી પ્રશસ્ત છે, તેથી ગમે તેવો સખ્ત જ્વર હોય તો તે પણ અટકે છે, ઉપરથી મગનું ઓસામણ ને ભાત ખવાય છે સુવર્ણભસ્મ હેડકીમા ફાયદો કરે છે અને ખસૂસ કરીને ત્રીદોષ અવસ્થામા જે હેડકી થાય છે તેમા તે ઉપયોગી છે ગલગંડની અંદર સુવર્ણ અને લોહ સાથે અપાય છે

**માત્રા**–સુવર્ણભસ્મ ૧થી ૨ રતી, સુવર્ણ માલિની વસંત ૧થી ૨ રતી. સુવર્ણપર્પટિ ૧ વાલ, રાજ મૃગાંક ૧થી ૨ રતી, હિરણ્યગર્ભ પોટલી રસ એક ઘસારો, પૂર્ણચંદ્રોદય ૧થી ૨ રતી

**અનુપાન અને પથ્ય**–સુવર્ણભસ્મ, ઘી, માખણ અને સાકર સાથે, વસંત માલિની મધ અને પીંપર સાથે આપવી, રાજમૃગાંક દસ પીપર અને ૨૯ મરીના દાણાના ચૂર્ણ સાથે, સુવર્ણની બનાવટો ખાતી વખતે ઘી, દુધ, વિગેરે પૌષ્ટિક ખોરાક ખાવો તથા તેલ,મરચુ, અને ખટાશથી દૂર રહેવુ.

---

## સોમલ ARSENIC.

**વર્ણન**–સોમલ એ સૌથી ઝેરી દવા છે. બજારમા જે સોમલ મળે છે તે બે જાતનો થાય છે. એક તદ્દન સફેદ આવે છે અને બીજો રતાશ પર આવે છે. સોમલને અહીં સખીઓ પણ કહે છે. તે વેચવાને લાઇસન્સ આપવામા આવે છે. હીણકૃત્ય કરવાવાળા આ ઝેર

બીજાને ખવરાવે છે તેના ઝેરની અસરથી માણસ ૫ થી ૧૫ કલાકની અંદર ગુજરી જાય છે સોમલ નિસ્વાદ હોવાથી ગમે તે ખોરાકની સાથે સહેલાઇથી મેળવી શકાય છે વૈદ્યોએ પણ સોમલવાળી દવા વાપરતા ઘણી સાવચેતી રાખવી જોઇએ છીએ. આગળ તે આપણા દેશમા આટલુ બધુ પ્રસિદ્ધ ન હતુ પણ હાલમા તે બહુ વપરાય છે સંસ્કૃત ભાષામા તેને શંખવિષ, ફેનાશ્મ ભસ્મ અથવા દારમુચ કહે છે

**શોધન**–સોમલને લીંબુના અથવા કેળના રસમા રાખવાથી તે શુદ્ધ થાય છે અને શુદ્ધ સોમલ ઔષધ તરીકે વપરાય છે †

**સોમલની ઝેરી અસર**–ઝેર તરીકે સોમલનો ઉપયોગ થવા પછી એક કલાકની અંદર તેની અસર જણાઇ રહે છે અને જો તેની ઘણી મોટી માત્રા આપવામા આવી હોય તો તેના ચિન્હ તરત જણાઈ આવે છે તે ખોરાકમા અગર પાન વિગેરેમા અપાય છે તેથી દરદીને તરતજ બેચેની થાય છે, મોળ આવે છે, ઉલટી થાય છે અને પેટમા સખ્ત વાઢ ઉપડે છે તથા બળતરા થાય છે અને પેટ ઉપર દાબ્યુ ખમી શકાતુ નથી પેટની અદરનો દુખાવો ધીરે ધીરે વધતો જાય છે અને ઉલટી ઘણી સખ્ત થાય છે તથા ઉલટીમા લોહી પડે છે, તરતજ દરદીને ઝાડો થાય છે, સખ્ત આકડી આવે છે, ઝાડામા પણ લોહી પડે છે, પાણીની તરસ બહુ લાગે છે, કાંઇપણ ચીજ પેટમા જવાથી ઉલટી આવે છે, ગળાની અંદર સખ્ત બળતરા થાય છે અને ગળે કોઇ દાબતુ હોય એમ દરદીને જણાય છે, તૃષા વધતી જાય છે, શરૂઆતમા જરા શરીર તપે છે, પછીથી પરસેવો આવે છે અને શરીર ઠંડુ થવા લાગે છે. નાડી ઘણી બારીક, ઉતાવળી અને તેથી શ્વાસ પુરો લેવાતો નથી. વળી આંખની ઉપર લોહી ચઢી આવે છે,

---

† તાંદળજાના રસમા દોલાયંત્ર વડે મંદાગ્નિ ઉપર સોમલ એક દિવસ પચન કરવો એટલે પણ શુદ્ધ થાય છે, તાંદળજાની જગ્યા કાંજી, ટંકણખાર, અથવા ગાયનુ દૂધ પણ વાપરી શકાય.

પીશાબમા બળતરા થાય છે અને લોહી પડે છે બહુજ ઝેર ચઢયુ હોય તે વખતે દરદી અતિ દુખી હોય તેવી રીતે અફાળા માર્યા કરે છે પણુ થોડીજ વારમા તે બેભાન થાય છે અને પછી તરતજ મરણુ પામે છે

**ઉપાય**—એકદમ ઉલટી કરાવવી, રાખનો ભુકો ઉના પાણી સાથે પાવો, ગળામા આગળી નાખી ધમવાથી પણુ ઉલટી થાય છે જો ઝેર અપાયે ઘણીવાર થઇ હોય તો એકદમ આકરો રેચ આપવો આશરે ૫ તોલા વિલાયતી એરડીઉ તેલ એકદમ આપવુ ઘીને ઉનુ કરી પાવાથી ઉલટી થાય છે, તેમજ ઝેરનો કાઇ પણુ ભાગ તે ઘીની અદર વીંટલાઇ નીકળી આવે છે કળીચુનાનું પાણી, તેમજ ઈંડાનો સફેદ રસ પણુ પવાય છે દરદી તદન બેભાન થઇ જવા લાગે તો તેને સતેજ કરવાને ઉષ્ણુ વીર્ય દવા આપવી

**જીર્ણુ ઝેરી અસર**-ઔષધ તરીકે સોમલ દરરોજ થોડુ થોડુ આપતી વખતે જો દરદીની યોગ્ય સભાળ લેવામા ન આવે તો તેની જીર્ણુ અસરના ચિન્હો મળી આવે છે, તેમજ મારી નાખવા માટે સોમલની યોજના કરવામા આવી હોય અને તેની માત્રા ઓછી રહી ગ્ઇ હોય તો પણુ આવા ચિન્હ મળી આવે છે

**ચિન્હ.**—આખો લાલચોળ થઇ આવે છે તેજ સહન થઇ શકતુ નથી. માથામા બળતરા થાય છે, અને નાકમા પણુ અગ્નિ અગ્નિ થઈ રહે છે. નાક ગળ્યા કરે છે, અને આખા શરીરમા બળતરા લાગી રહે છે, કેટલીક વખતે શરીરમા ઝીણી ઝીણી ફોડલી ઉપડી આવે છે, અને તેમાથી સફેત વરણુ ચીકટ પાણી નીકળ્યા કરે છે વખતે આવા ફોલ્લા ફુટી જાય છે અને ત્યા ખાડા પડી જાય છે આવા છિદ્રો મુખ્યત્વે કરીને હથેલી ઉપર અને પગને તળીએ વધારે જોવામા આવે છે અને વૈદ્યો મુનથી તેને ચિચર્ચિકાનો ભેદ ગણે છે હાથ પગમા ઝણઝણાટ

અને જીભ ઉપર બળતરા થાય છે તથા જીભ લાલચોળ અને આળી થઇ રહે છે વખતે વાળ ખરી પડે છે અને આખા શરીરની ઉપલચૂ ઉખડી જાય છે, કેટલીક વખતે પેશાબમા દાહ થાય છે આ ચિન્હ જણાય કે તરતજ સોમલનો ઉપયોગ બધ કરવો.

**સોમલ વાપરવામાં રાખવી જોઇતી સાવચેતી**–સોમલ વાપરવા માટે પેટની અદર કાઇ પણ બાદી હોય તો તે દૂર થવી જોઇએ તેટલા માટે વિલાયતી એરડીઆનો સાદો જુલાબ આપવો. તેની માત્રા જમ્યા પછી તરતજ આપવી ભુખે પેટે કદિ આપવી નહિ તથા તેની સૌથી ઓછામા ઓછી માત્રા આપવી સોમલ અપાતુ હોય ત્યા સુધી દરદીને દરરોજ બે વખત જોવો અને બરોબર નિયમિત વખતે દવા અપાય છે કે નહિ તેની બરાબર તપાસ રાખવી જો આખ તથા પોપચા સુજ્યા હોય અગર આખે ગરમી ચઢી લાલચોળ થઇ ગઇ હોય તો સોમલ બધ કરવો અને યોગ્ય વારણુ આપવુ કદાપિ છાતીમા ગરમી જણાય અને તેથી ઉન્નરસ ઉપડી આવતી હોય અગર નાકમા ગરમી જણાય તો પણ સોમલ એકદમ બધ કરવો જોઇએ તેમજ પેશાબમા બળતરા થતી હોય અગર પેશાબ થોડો અને લાલચોળ ઉતરતો હોય ત્યારે તેમજ ઝાડામા પણ કાઇ બળતરા થતી હોય ત્યારે સોમલનો ઉપયોગ બધ કરવાની જરૂર છે કોઇ પણ મર્મ સ્થાનમા તીક્ષ્ણ વરમ હોય ત્યા સુધી સોમલ આપવુજ નહિ. જીર્ણવ્યાધિ થાય ત્યારે સોમલ આપવો યોગ્ય છે સોમલની માત્રા પખવાડીઆ સુધી આપ્યા પછી તેનો ઉપયોગ બે ત્રણ દિવસ સુધી બધ રાખવો અને તે દરમ્યાનમા તેને એક સાદો જુલાબ આપવો

**બનાવટ**-૧ જવર બ્રહ્માસ્ત્ર ૨ દારૂ બ્રહ્માસ્ત્ર ૩ સોમલની ગોળી.

૧ **જવર બ્રહ્માસ્ત્ર**–શુદ્ધ સખીઓ લઇ તેને ગોમૂત્રની અદર ત્રણુ દિવસ સુધી પલાળી રાખવો ને પછી એક દિવસ સુધી કુલીજ્માના

રસમા પલાળવો આવી રીતે પલાળેલા શુદ્ધ સોમલને ઠંડા પાણીથી ધોઈ નાખવો અને તેને બારીક વાટી ઓસડની અંદર વાપરવો

( કુક્ષીઆને સંસ્કૃતમા કુલાહલ કહે છે તે બહુધા ભીની જગ્યામા થાય છે તે બ્રાહ્મીની જાતની પેદાશ છે અને તેના પ્રતિનિધિ તરીકે અહીં વપરાય છે તેનો ગુણ શીતળ અને ગ્રાહી છે )

૨. **હારૂ બ્રહ્માસ્ત્ર.** – શુદ્ધ સોમલ, હીંગળો, ધતુરાના બી, લીંડી-પીપર એ બધાને સમભાગે લઇ લીંબુના રસની અંદર તેની ગોળીઓ વાળવી

૩. **સોમલની ગોળી** :- એક ભાગ સોમલ અને છ ભાગ કાળા મરી લઇ તેની ગોળી કરવી

ગુણ:–શોધક, જવરઘ્ન તથા પૌષ્ટિક, "સોમલ પારદબંધક, સ્નિગ્ધ, દોષઘ્ન, લોહભેદક, વીર્યકારક તથા કાંતિવર્ધક છે, અને ત્રિદોષ તથા સર્વવ્યાધિનો નાશક છે"

ઉપયોગ–જવરઘ્ન તરીકે સોમલ હાલમા ઘણી પ્રસિદ્ધિને પામ્યો છે સતત્ જવર, સતત જવર, એકાહિક, દ્વાહિક. ત્ર્યાહિક અને ચાતુર્થિક વિગેરે વિષમજવરની અંદર તે ઘણોજ સરસ છે. કાઇની બીજી દવાઓથી જ્યારે તાવને અસર થતી નથી ત્યારે આવા હઠીલા તાવને માટે સોમલ ઘણો અકસીર ઉપાય છે.

વિશેષમા હાલમા કવીનાઇન નામની અંગ્રેજી દવા જે વિષમજ્વર અટકાવવામા સાર્વજનિક ઉપયોગની થઇ પડી છે તેથી પણ જ્યારે તાવ નથી હઠતો ત્યારે સોમલ ફાયદો કરે છે. જ્યારે બહુજ ઠંડી આવેથી શરીર ધ્રુજે છે તેવા મેલેરીઆની * ઝેરી હવાથી ઉત્પન્ન

* મેલેરીઆની ઝેરી હવાનું જોર ભાદરવા માસની આખરે શરૂ થાય છે ને તે કાર્તિક માસના અંત સુધી રહે છે જે જગ્યાએ વર-

થયલા વિષમ જ્વરમા સોમલ ઉપયોગી છે

૨. જ્વર બ્રહ્માસ્ત્ર નામની દવા એક રતીભાર લઇ તેને સાકર સાથે મેળવી તેના ૧૮ ભાગ કરવા ને તેનો એક ભાગ તાવ આવવાની પહેલા એક કલાકે દરદીને ખવરાવી દેવો એથી દરદીને નવીન જ્વર તથા જીર્ણજ્વર તેમજ બીજા સતતૂ જ્વરમા ફાયદો થાય છે ઘણુ કરીને ત્રણ કે ચાર વાર આ માત્રા આપવાથી ઘણા દિવસનો જીર્ણ વિષમ જ્વર દૂર થાય છે

૩ ઘાર બ્રહ્માસ્ત્ર નામની દવાની એક રતીભાર માત્રા તુલસીના રસમા આપવાથી સખ્ત સંતત જ્વર જેની અદર દરદીને બ્રૂજ ફુટતી હોય, બોલવાનુ ભાન ન રહેતુ હોય તેમજ બેહદ પસીનો વળતો હોય તેવા દરદીને ફાયદો થાય છે જ્યારે તાવની અંદર કોઇ પણ મર્મ સ્થાનનો પાક ન થયો હોય અગર કાઇપિણ લોહીના જમાવના ચિન્હ ન જણાય ત્યારેજ સોમલ આપવો યોગ્ય છે જીર્ણજ્વરને પણ સોમલ દબાવે છે

સોમલ વાત રોગની અદર ઘણો સારો છે અને તે મગજને પુષ્ટિ આપનાર ગણાય છે અપસ્માર, હિસ્ટીરીઆ તેમજ તેને મળતા બીજા વાત રોગની અદર સોમલનો ઉપયોગ ઘણા દિવસ સુધી જારી રાખવાથી તે દરદ ઉપડવાની મુદ્દત લંબાય છે ને વખતે દરદ નાબુદ પણ થાય છે જો વાત વ્યાધિની અદર જસત ભસ્મ અગર રૌપ્ય ભસ્મનો સયોગ તેની સાથે કરવામા આવે તો તેની અસર ઘણી સરસ જણાઇ રહે છે. જે દરદો અમુક મુદતે ઉપડે છે, પાછા બેસી જાય છે ને પાછા ઉપડે છે તેવા દરદોમા સોમલનો ઉપયોગ કહો છે. વિષમજ્વર

---

સાદનુ પાણી ઘણુ પડી ભરાઇ રહ્યુ હોય તેવી જગાએ ભાદરવા માસમાં સૂર્યના સખ્ત કિરણો માથે પડવાથી તેમા એક જાતની ઝેરી હવા નીકળે છે જેની અસરથી અનેક જાતના વિષમ જ્વર ઉત્પન્ન થાય છે. આ હવાને મેલેરીઆ કહે છે.

તથા વાત વ્યાધિમા દરદ પોતાની મુદતેજ ઉપડે છે અને તેટના માટે સોમલનો ઉપયોગ દરેક રોગમા ફાયદાકારક છે જીર્ણ સંધિવાવાળા દરદીને આ સિવાય સોમલ તેની શોધક અસરને માટે ત્વક્ દોષની અંદર ઘણો વપરાય છે કુષ્ટ તથા વાતરક્ત જે અસાધ્ય ગણાય છે તેની અંદર સોમલનો ઉપયોગ ફાયદો કરે છે સોમલથી જો કે આ દરદો મટતા નથી તો પણ એટલુ તો નકકી છે કે જો વાતરક્તમા શરૂઆતથી સોમલ વાપરવામા આવ્યુ હોય તો તેથી ખસૂસ ફાયદો થાય છે. વાતરક્તને માટે દેશી વૈદ્યો જે પોતાની ખાસ બનાવટો કાઢે છે તેમાની ઘણીખરીમા સોમલ હોય છે. સોમલની ગોળી વાતરક્તમા ઘણો સારો ફાયદો કરે છે આ ગોળીની અંદર મરી અને સોમલ સિવાય બીજી કેટલીક ચીજો નાખવામા આવે છે તો પણ તે ઔષધનો રાજા સોમલ છે ઉંદર કરડવાથી એક જાતનો ત્વક્દોષ ઉપડી આવે છે જે વાતરક્તને મળતો છે. જો આ દરદની અંદર ભૂલથી સોમલનો ઉપયોગ કર્યો હોય તો તેથી ઉલટુ દરદીને વધારે નુકસાન થાય છે કારણ કે તે રોગની અંદર ફક્ત સારક દવાની જરૂર છે. સોમલમા કોઇપણ જાતનો સારક ગુણ રહ્યો નથી. વળી સોમલ ઉષ્ણ વીર્ય હોવાથી ઉલટો દરદીના દાહમા વૃદ્ધિ કરે છે વાતરક્ત અને ઉંદરના ઝેરમા નીચે પ્રમાણે ફેર છે

વાતરક્ત સાધારણ રીતે ૨૦ થી ૨૫ વરસની અંદર શરૂ થાય છે અને શરૂ થયા બાદ તે દસથી બાર વરસની અંદર ફૂટ કરે છે. ઉંદરનુ ઝેર, જે દરદીને ઉંદર કરડયો હોય તેની ગમે તે ઉમર હોય તો પણ કરડયા પછી થોડા વખતમા ફૂટ કરે છે. પચાસ વરસની ઉમરના માણસને ઉંદર કરડયા પછી જો આવા ચિન્હ થયા હોય તો ઉંદરના ઝેરથી થયા છે એમ માનવુ જોઇએ. વાતરક્તની ઉત્પત્તિનો કાળ અને તેનો ફુટવાનો કાળ એ વાતરક્તની ખાતરી કરી આપવાને બસ છે. વાત ક્તની અંદર ખસૂસ કરીને સોમલ વાપરવાની ભલામણ કરવામા આવે છે ને એ ચાર છ મહિના સુધી તે વાપરવાની જરૂર છે.

સર્પદંશની અંદર સોમલની ગોળી ઘણી વખણાય છે. ઘણા ઝેરી સરપના કરડમાથી પણ સોમલની ગોળી ખાવાવાળા દરદી બચે છે જીર્ણ શીત પિત્ત, ઉદુબર તથા બીજા ત્વક્દોષની અંદર સોમલ ફાયદો કરે છે

પૌષ્ટિક તરીકે સોમલ ઘણો ઉપયોગી છે કેટલાક લોકો ઔષધની ખાસ બનાવટ કરી તેમા સોમલ નખાવે છે ને ધાતુપુષ્ટિ માટે તેનો ઉપયોગ કરે છે

**વીંછીના** વિષ ઉપર સોમલને પાણીમા ઘસી તેનો લેપ કરવો. ચાદી, દાદર અને ચામડીની કાળાશ ઉપર સુખડ ઘસી તેમા સોમલ ઘસી ચોપડવો

# સંચળ.

**વર્ણન**—સચળ ખનિજ પદાર્થ છે. તે જમીનમાથી મળે છે. એનો રંગ રાતો હોય છે

**ગુણ.**—સચળ રેચક, ખારો, તીખો, લઘુ, અપિત્તલ, ભેદક, રૂચિકર, અગ્નિદીપક, પાચક, વિશદ, ઉષ્ણ, સૂક્ષ્મ, સ્નિગ્ધ, સુગંધી, ઉદ્ગાર શુદ્ધિકારક, તીક્ષ્ણ તથા મળ સ્તંભક છે, અને જઠ્ઠ, ઉર્ધ્વવાત, ગુલ્મ, આમ, શૂળ, અને અરોચકનો નાશ કરે છે

**ઉપયોગ**—અજીર્ણની ફરીઆદમા સચળ આદુ અને લીંબુના રસમા આપવો. શૂળ ઉપર સચળ ઘીમા આપવો મળ શુદ્ધિ ઉપર સચળ અજમામા આપવો અથવા અજમો સુદમા આપવો

# સાંભર લુણ.

**વર્ણન**—સાંભર લુણ સાંભર નામના સરોવરમાંથી ઉત્પન્ન થાય છે

**ગુણ**—દીપન, ઉષ્ણ, કોષ્ટ શુદ્ધિકારક, લઘુ, કિંચિત્ ખાટુ, તીક્ષ્ણ, પિત્તકારક, ભેદક, કફનાશક તથા સૂક્ષ્મ છે તે અર્શ, કફ, આનાહવાયુ તથા મળ અને વાયુનો નાશ કરે છે

**ઉપયોગ**—ગુલ્મ, વાત, બરોળ, અજીર્ણ અને શૂળ ઉપર સાંભર લુણ અને ગોળ ગરમ પાણીમા આપવુ

---

# સિંધાલુણ.

**વર્ણન**—સિંધાલુણ પંજાબમા ખાણમાથી નીકળે છે એનો વર્ણ ઘણોજ શુભ્ર હોય છે એ સર્વ ક્ષારોમા શ્રેષ્ઠ છે જ્યા મીઠુ વર્જ્ય હોય ત્યા સિંધાલુણ થોડુ ખાવા આપવુ

**ગુણ**—સિંધવ રુચિકર, વૃષ્ય, ચક્ષુષ્ય, અગ્નિદીપક, શુદ્ધ, સ્વાદુ, લઘુ તથા સ્નિગ્ધ, પાચન, શીતળ, અવિદાહી, સૂક્ષ્મ, હૃદ્ય, ત્રિદોષ નાશક છે વળી તે વ્રણદોષ તથા હૃદ્રોગનો પણ નાશ કરે છે

**ઉપયોગ**:—શીત પિત્ત ઉપર સિંધવ ઘીમા અથવા તલના તેલમા ઘસી ચોપડવુ, અને કેટલીક વારે ગરમ પાણી વડે સ્નાન કરવુ કર્ણ શૂળ ઉપર બકરીના મૂત્રમા સિંધવ ઘસી કાનમા નાખવો, હેડકી ઉપર સિંધવ ઘીમા ખરલ કરી આપવો. કર્ણમૂળ ઉપર ઘેટીના મૂત્રમા સિંધવ ઘસી કાનમા નાખવો. ઉરસ્તંભ ઉપર ગૌમૂત્રમા સિંધવ નાખી ઉકાળી તેની બાફ આપવી અંડવૃદ્ધિ ઉપર ગાયના ઘીમા સિંધ-

વનું ચૂર્ણ સાત દિવસ આપવુ મૂળ વ્યાધિ ઉપર સિધવ અને દેવડાગરના બીયા કાજીમા વાટી મસાને લેપ કરવો એટલે મોડ ગરી પડે છે કુતરાના વિષ ઉપર કુવારના રસમા સિધવ નાખી ગરમ કરી ૩ દિવસ પવો

---

## હરતાલ YELLOW ORPIMENT.

વર્ણુણુ—હરતાલની ગણુના ઉપરસમા છે. હરતાલ બે જાતની થાય છે, એક પતરા અને બીજી પીંડ હરતાલ પત્ર હરતાલ સોનાના જેવી તેજસ્વી હોય છે ને તેમાથી અભ્રકની પેઠે તેજસ્વી કણિકાઓ દેખાઇ રહે છે પીંડ હરતાલ ઐાષધના કામમા વપરાતી નથી. તે નિસ્તેજ છે અને રગ વિગેરેના કામમા આવે છે હરતાલ ઐાષધ તરીકે વાપરવા પહેલા તેનુ શોધન કરવાની જરુર છે

**શોધન તથા મારણુ**—હરતાલના બારીક કકડા કરી પ્રહર પર્યંત દોલાયત્રથી કાજીમા, કોળાના રસમા, તલના તેલમા અને ત્રિફળાના કાઢામા ઉકાળવા દરેકના ઠડા રસમા રાખ્યાથી હરતાલ શુદ્ધ થતીનથી પણુ તેમા ઉકાળવાથી થાય છે શુદ્ધ કરેલપત્ર હરતાલને પુનર્નવાના રસની અદર એક દિવસ ખરલકરીતેનો ગોળો કરવો, પછી ગાગરની અદર અરધોઅરધ પુનર્નવાની રાખ ભરી તે ઉપર હરતાલનો ગોળો મુકવો આ ગોળો પુરો મૂકવા કરના કાઇક પાનના વેષ્ટનમા રાખવો પછી ગાગર પુનર્નવાની રાખથી ભરી દેવી અને તેને એક દિવસ અહોરાત અગ્નિ આપવાથી શુદ્ધ હરતાલ ભસ્મ થાય છે. જ્યારે પોતાની મેળે ઠરે ત્યારે તે ગોળો લઈ વાટવો. ગાગરને તાપ દેતી વખતે ગાગરમાથી ધુમાડો નીકળવા નહિ દેવો જોઇએ. માટે જો ધુમાડો નીકળવા માડે તો તે ઉપર ખુબ પુનર્નવાની રાખ દાબવી, તેથી કરીને હરતાલ ઉડી જવા પામશે

નાક. હરતાલની ભસ્મ કરતી વખતે તેની ઉડી જવાની ઘણી બીતી રહે છે હરતાલની શુદ્ધ ભસ્મ અગ્નિ ઉપર નાખ્યાથી તેમાથી ધૂમાડો નીકળતો નથી અગ્નિ ઉપર નાખવાથી જો ધુમાડો નીકળે તો તે કાચી છે એમ સમજવુ

**બનાવટ** – ૧ હરતાલ ભસ્મ ૨ ભૂત ભૈરવરસ, ૩ તાલકેસરી રસ ૪, હરિતાલ રસ, ૫ હરતાલનો લેપ

**૧. હરતાલ ભસ્મ** –આની બનાવટ ઉપર અપાઇ ગઇ છે

**૨. ભૂત ભૈરવ રસ** –શુદ્ધ હરતાલ અને શુદ્ધ શખભસ્મ બન્ને સમ ભાગે લેવા અને તેની અદર તે બન્નેના વજનથી નવમો ભાગ મોરથુથુ નાખી તે બધાને કુવારના રસની અદર ખલ કરવા પછી ગજપુટ દઇ સ્વાગશીત થાય ત્યારે કાઢી લેવુ જે તૈયાર થાય તે ભૂત ભૈરવ રસ

**૩. તાલકેસરી રસઃ**–શુદ્ધ હરતાલ, શુદ્ધ સુવર્ણમાક્ષિક ભસ્મ, પારદભસ્મ, ટકણુ અને સિધવ એ દરેક એકેક ભાગ લેવા અને તે બધાને લીંબુના રસમા એક દિવસ સુધી ખલ કરવા તે સઘળા ઓસડના વજનથી ત્રીસમો ભાગ વછનાગ નાખતા જે તૈયાર થાય તે તાલ કેસરીરસ,

**૪. હરિતાલ રસઃ**–શુદ્ધ હરિતાલ ૨ ભાગ, શુદ્ધ પારો ૧ ભાગ ને ફટકડી ૫ ભાગ, એ સઘળાને એકઠા કરી ધોળી સાટોડીના રસમા ખલ કરી તેને શરાવ સપુટમા નાખી કપડમાટી કરી ગજપુટ દેવો સ્વાગશીત થાય ત્યારે કાઢી લેવું તૈયાર થાય તે હરતાલ રસ

**૫ હરતાલનો લેપ** – હરતાલ બે ભાગ, મનશીલ એક ભાગ, ગંધક બે ભાગ અને કુવાડીઆના બીજ બે ભાગ, બાબચી એક ભાગ, મોરથુથુ એક ભાગ, ટંકણુ એક ભાગ અને કપુર એક ભાગ એ પ્રમાણે ચીજો મેળવી તેનુ ચૂર્ણ કરી લીંબુના રસમા લેપ કરવો.

ગુણુ – શોધક, દમક તથા જવરઘ્ન

ઉપયોગ – જવરઘ્ન તરીકે હરતાલ પણુ સોમલના જેવીજ ઉપ યોગી છે હરતાલ, સોમલ અને ગંધકનો બનેલો પદાર્થ છે અને તેથી સોમલને મળતા ગુણુ તેમા રહ્યા છે તેમજ સોમલની પેઠે હરતાલ આપવામા પણુ કેટલીક જાતની સાવચેતી રાખવાની જરુર છે તો પણુ સોમલના જેવી તે કાંઈ ઝેરી નથી ટાઢીઆ તાવ જેવાકે સતત્, સતત્, એકાહિક, દ્વયાહિક, ત્ર્યાહિક, ચાતુર્થિક વિગેરે વિષમ જવરની અંદર તે વપરાય છે, જેમ જીર્ણરોગ તેમ હરતાલ વધારે ઉપયાગી થઇ પડે છે. ભૂત ભૈરવ રસ નામની બનાવટ સતત જવરને એકદમ રોકે છે ને તેની એક રતી ભાર માત્રા સાકર સાથે અપાય છે ભૂતભૈરવ રસ લેવાથી કેટલીક વખતે ઉલટી થાય છે સાધારણુ રીતે હરતાલની સાથે પારદ અને વછનાગ વિગેરે બીજી જવરઘ્ન દવાઓ મેળવવામા આવે છે જુદી જુદી જાતના વ્યાધિ ઉપર હરતાળ સરસ છે પક્ષાઘાત, અધાંગ, ગૃધ્રસી અને અર્દિત તેમજ બીજી જાતના વાતરોગ જેને લઇને શરી રના કોઇપણુ ભાગની શકિત જતી રહે છે તેવા દરદોમા હરતાળનો ઉપયોગ કરવો યોગ્ય છે આવા વ્યાધિ જ્યારે જીર્ણ થાય ત્યારે હરતાળ વાપરવુ અને તેનો ઉપયોગ ઘણા કાળ સુધી જારી રાખવો, તીક્ષ્ણુ વાતવ્યાધિમા હરતાળ વાપરવુ એ ઘણુજ નુકશાનકારક છે જીર્ણવ્યાધિમા તેના ઉપયોગથી હાથપગ વીગેરે અવયવોમા પોતાની મૂળ શકિત પાછી આવે છે, તેઓ અસ્થિર મટી દ્રઢ થાય છે ને તે કેટલીક મહેનત કરવાને શકિતમાન થાય છે આવા જીર્ણ રોગમા કેટલી અસર હરતાળથી થાય છે અને કેટલી અસર કાળે કરીને થાય છે તે નક્કી કહી શકાતુ નથી તોપણુ તેથી થોડો ઘણો ફાયદો થાય છે એ નક્કી છે અપસ્માર અને તેને મળતા બીજા કેટલાક દરદોમા હરતાળની યોજના કરવી કહેલ છે

ત્વક્દોષને માટે હરતાલ ઘણો પ્રસિદ્ધ ઉપાય છે ઘણા જુના અને હઠીલા ત્વક્દોષને તે હઠાડે છે ગલિત કુષ્ટ, વાતરક્ત, વિચર્ચિકા, શીતપિત્ત, ચિત્રી, ઉદુમ્બર અને ઘણા લાંબા વખત સુધી ચાલનારા ત્વક્દોષમા હરતાલ ઉત્તમ દવા છે દેશી દવાઓમા જીર્ણ ત્વક્દોષને માટે હરતાલ જેવી બીજી એકે ચીજ પ્રસિદ્ધ નથી સવ્રણ જીર્ણ ત્વક્દોષની અદર તે વ્રણના સ્રાવને બધ કરે છે, વ્રણને રૂઝવે છે અને તેની થતી વૃદ્ધિને અટકાવે છે તેથી દાહ તથા ચેળ કમી થાય છે ગમે તે કારણથી ત્વક્દોષ થયો હોય તો પણ હરતાલ ઉપયોગી છે અને હરતાલની ગમે તે બનાવટ વાપરવાની છુટ છે તાલ કેશરી રસ નામની બનાવટ તમામ જાતના કુષ્ટ ઉપર બહુ ઉપયોગી છે અને તે ૧ વાલ માત્રાથી ભેંસના ઘી સાથે ખવરાવવામા આવે છે, અને ઉપરથી બેઆનીભાર કાળીજીરી ચાવવાને અપાય છે કેટલાક વૈદ્યો કાળીજીરીને બદલે બાબચી આપે છે. જ્યા સુધી આ દવા ચાલતી હોય ત્યા સુધી દરદીને મીઠુ, મરચુ, તેલ, હીંગ તથા પતકાળૂ વિગેરે ગરમ ચીજ તમામ બધ કરવામા આવે છે ને દુધ, સાકર, ઘી વિગેરે ખોરાક અપાય છે, કેટલાક વૈદ્યો તો આ ખોરાક નહિ આપતા ફક્ત એકલા ચણા ખાવાજ કહે છે કુષ્ટ અરાઢ જાતના થાય છે અને તેની અદર એક જાતના કુષ્ટમા આખા શરીરમા રાતા રાતા ચાભા કૂડાળા જેવા થાય છે આવા દરદીને ત્રણ માસ સુધી હરતાલ અને ચણાનો ખોરાક ખવરાવવાથી તે રોગનુ શમન થાય છે જેમ હરતાલ ત્વક્દોષની અદર ખવરાવવામા આવે છે તેમ તે બહાર લગાડવામા પણ ઉપયોગી છે. કેટલાક ત્વક્દોષ જેવા કે ઉંદરી, વિચર્ચિકા, કરોળીઆ તથા ચિત્રી વિગેરેમા કોઇપણ જાતના કીડની ઉત્પત્તિ થઇ હોય એવો શક જાય છે ત્યારે હરતાલનો લેપ લગાડવાથી તે કીડનો નાશ થાય છે અને દરદ વધતુ અટકે છે તથા નાબુદ થાય છે માથાના વાળમા જ્યારે ખોડો પડે છે ત્યારે હરતાલનો કોઇપણ લેપ લગાડવામા આવે છે. હરતાલ અને

કળીચૂનો લીંબુના રસમા ઘુટી લગાડવાથી વાળ ખરી પડે છે હરતાલ દાદર ઉપર ઘણો સારો ફાયદો કરે છે અને જે લેપ ઉપર આપ્યો છે તે લેપને લીંબુના રસમા ઘુટી તેની સોગઠી કરી તે સોગઠી દાદર ઉપર લગાડવાથી દાદર બેસી જાય છે જુદી જુદી જાતના ત્વક્દોષ ઉપર શખ ભસ્મ, હરતાલ, મનશીલ અને સાજીખાર એ દરેકને સમભાગે પાણીમા વાટી ચોપડવામા આવે છે તેનો ગુણ ક્ષોભક છે અને જે ભાગ ઉપર તેનો લેપ કરવામા આવે છે તે ભાગ ઉપર થએલા ચાઠા, ચકામા અને ફ્રામઠા વિગેરે બેસી જાય છે

**અશુદ્ધ હરતાલ**–અશુદ્ધ હરતાલ બીજી અશુદ્ધ ધાતુ ઉપધાતુ માફક અનેક રોગો પેદા કરે છે માટે ઉપર જણાવી ગયા તે પ્રમાણે શુદ્ધ કરી, તેની બરાબર પરીક્ષા કર્યા પછી ઉપયોગમા લેવી. ભુરા કોળાનો રસ અથવા કડની નાઇ (નાકુલી)નો રસ અથવા જીરૂ અને સાકરનું સેવન કરવાથી હરતાલના દોષથી મુક્ત થવાય છે

**હરતાલ સત્વ પાતન** – (૧) હરતાલ તથા લાખ, રાઇ, તલ, સરગવાની છાલ, ટકણખાર, મીઠુ અને ગોળ એ પદાર્થો હરતાલ નિમે ભાગે લઇ તેમા હરતાલ ખરલ કરી સછિદ્ર કુલડીનુ મ્હો બધ કરવુ તથા પાતાળ યત્ર વડે પુટ દેવો એટલે સત્વ નીકળશે (૨) હરતાલ અને ટકણખાર, બેસનું ઘી, મધ અને કળથીના કાઢાની ભાવના આપી તે હાલ્લીમા ભરી, તે ઉપર સછિદ્ર ઢાકણુ બેસાડી સધિલેપ કરવો, અને છિદ્રને નળી બેસાડવી તથા ચાર પહોર અગ્નિ કરવો. નળીમાથી થોડી ધુમાડી જવા લાગે એટલે અગ્નિ બંધ કરવો, પછી ઉપરની થાળી કાઢી સત્વ કાઢી લેવુ (૩) નેપાળાના બીઆ અને એરંડામા હરતાલને ખરલ કરી શીશીમા ભરવી, અને વાલુકા યંત્રમા મુકી સિદ્ધ કરી, શીશીના કંઠસ્થિત સત્વ લેવું.

**હરતાલ સત્વ** – દુસાધ્ય વાતરક્ત ઉપર એક ચોખાભાર આપવ

તથા પથ્યને માટે ચણા અને ઘી યોજવા, એટલે ચૌદ દિવસમા રોગવર્જિત થશે

**હરતાલ ભસ્મનાં અનુપાનો**—અરધી ચણોઠી ભાર હરતાલ ભસ્મ છ વાન ખડી સાકરમા લેવાથી એસી પ્રકારના વાયુ, કફ, પિત્ત, કુષ્ટ, પ્રમેહ અને અર્શનો નાશ કરે છે હરતાલ ભસ્મ એક ચણોઠી ભાર ગળોના કાઢામા લેવાથી ઉપદ્રવયુક્ત વાતરક્ત અને ૧૮ કુષ્ટોનો નાશ કરે છે હરતાલ ભસ્મ, વછનાગ અને જીરામા અપસ્માર ઉપર, દેવદાલી ( કુડવેલ ) ના રસમા ભગદર ઉપર અને ફિરંગોપદંશ, વિસર્પ, મડળ, કડુ, ખસ, ફોલ્લા, વાતરકત સબધી વિકાર, વિષ, પિત્ત, કફ અને વ્રણ ઉપર અનુપાન પરત્વે આપવી જ્વર, ક્ષય તથા પાડુરોગને માટે ખડીસાકરમા આપવી વાયુ, શુળ અને બાળત ( સુવા ) રોગ ઉપર આદાના રસમા આપવી સન્નિપાત, અર્ધાંગ વાયુ અને વાયુ ગોળા ઉપર એજ અનુપાનમા આપવી નિર્બળ માણસને જાયફળમા, ક્ષય ઉપર પાનમા, વીર્યવૃદ્ધિ ઉપર પાકેલા પાન સાથે, ઉર્ધ્વશ્વાસ ઉપર હરડે સાથે, સુરતઇને માટે નગોડ સાથે, વાયુ ઉપર આદાનારસમા, પ્રમેહ ઉપર તુળસીના રસમા, જલોદર ઉપર બકરીના મૂત્રમા, શૈત્ય ઉપર કેસર અને જાવત્રીમા, અગ્નિમાંદ્ય ઉપર મધ અને લીંડીપીપરમા, સ્તભનને માટે લવીંગ, તજ તથા કપુરની સાથે, કુષ્ટ ઉપર નિર્ગુંડી સાથે અને કામવૃદ્ધિ ઉપર ગાયના દૂધ સાથે આપવી

**વીંછીના વિષ**—ઉપર હરતાલ અને નવસાગર પાણીમા વાટી લેપ કરવો અથવા એની ગોળી કરી તે ઘસી ચોપડવી, એટલે વેદના તત્કાળ નાશ થાય છે

કર્ણકીટ દૂર થવા માટે હરતાલને ગોમૂત્રમા ઘસી લેપ કરવો.
ગડમાળા અને ગલગડ ઉપર ,, ,, ,, ,, ,,

**નિર્લોમ કરણ** ( વાળ કાઢવાની રીત )—હરતાલ ૧ ભાગ, શંખચૂર્ણ ૫ ભાગ અને ખાખરાની ભસ્મ ૧ ભાગ એકત્રકરી લેપ કરવો.

**ખોડા ઉપર** હરતાલ અને કળી ચૂનો પાણીમા વાટી લેપકરવો.

**માત્રા**—હરતાલ ભસ્મ ૧ રતી, તાલ કેશરી રસ ૧ વાલ, ભૂત ભૈરવ રસ અને હરતાલ રસ ૧ રતી

**પથ્ય**—હરતાલના સેવન દરમ્યાન કોઇપણ જાતની ગરમ ચીજ ખાવી નહિ, અને ખસુસ કરીને ઉપર ચણાનો ખોરાક આપવો

# હિંગળોક

## VERMILIONOR SULPHIDE OF MERCURY

**વર્ણન**—હિંગળો લાલ જાસુમના ફુલ જેવો હોય છે અને તેમા ચકચકીત પારાના બિંદુ જણાય છે તે પારાનો અને ગંધકનો એક જાતનો ક્ષાર છે અને તે વજનમા ઘણો ભારે છે

**હિંગળોકની ઉત્પત્તિ**—અશુદ્ધ પારો ૧ ભાગ અને ગંધક ચાર ભાગને લોઢાના વાસણમા કઢવી એકત્ર કરી તેના કકડા કરી કાચની શીશીમા ભરી તેને એક આગળ કપડ માટીનો લેપ કરી છાયામા સુકવી, વાલુકાયંત્રમા એક દિવસ અગ્નિ આપવો, પછી પાંચ દિવસ સુધી ક્રમવૃદ્ધિએ અગ્નિ કરી સાતમે દિવસે કાઢી લેવો આ હિંગળોક ઘણો ઉત્તમ હોય છે

**શોધન તથા મારણ**—હીંગળાને સાતપુટ મેંઢીના દૂધના અને સાતપુટ લીંબુના રસના દેવાથી તે શુદ્ધ થાય છે શુદ્ધ હિંગળાનો ભૂકો ૧ તોલો લઇ તેમા પા•તોલો હરતાલ તથા એક તોનો લવીંગ નાખી બે તોલા આદુના રસમા ખૂબ ઘુટવા પછી તે શરાવ અગર મુસમા નાખી કલાક અગર દોઢ કલાક સુધી મહાગ્નિથી તાપ આપવો પોતાની મેળે ઠંડો થયા પછી તેને કાઢી લેવો

હીંગળામાંથી પારો કાઢવામા આવે છે અને તે પારો વપરાશને માટે ઘણો શુદ્ધ ગણાય છે હીંગળાને લીંબુના રસમા એક પ્રહર ઘુટી તેને ડમરૂ યત્રની અદર ચઢાવી દેવો નીચે તાપ આપવો અને ઉપલા ભાગ ઉપર ભીનુ કપડુ રાખી મૂકવુ હીંગળામાથી શુદ્ધ પારો નીકળે તે ઉપલા ઠામની અદર જામી રહે છે, આ જામેલો પારો ખેરી લેવો તે શુદ્ધ પારો છે પારદ ખેચવાને માટે જે લીંબુના રસમા ઘુટેલી હીંગળાની લુગ્દી આપણે મૂકેલી હોય છે તેના સૌથી નીચના ભાગમાથી આ પારો ખેચાય છે ને ઉપલો ભાગ એમનો એમ રહે છે જેથી તે લુગ્દીના તળે પારો ખેચાઇ જતા બાકીની રહેલી ગધકની રાખ પડી રહે છે આ રાખ પણ વ્રણ ઉપર ચોપડવાથી ઘણો ફાયદો થાય છે.

બનાવટ–૧ હિગુલ ભસ્મ ૨, હિગુલેશ્વર ૩ કાસકેશરી ગુટિકા ૪ દરદાદિ પુટપાક ૫ હિગુલાદિ ધુમ્રપાન ૬ હિગુલાદિ લેપ

**૧ હિગુલ ભસ્મ**–આની બનાવટ ઉપર આપાઇ ગઇ છે.

**૨ હિગુલેશ્વર**–શુદ્ધ હિગલોક, શુદ્ધ વછનાગ અને લીંડી પીપર એ ત્રણે સમભાગે લઇ બબે રતીભારની ગોળી કરવી

**૩ કાસકેશરી ગુટિકા**–શુદ્ધ હિગલોક, મરી, નાગરમોથ, ટકણ અને શુદ્ધ વછનાગ એ સઘળી ચીજને અરડુસીના રસમા ખલ કરી મગ જેવડી ગોળી કરવી

**૪ દરદાદિ પુટપાક**–શુદ્ધ હિગલોક ૧ ભાગ, અરીણ દોઢ ભાગ ટકણખાર ા ભાગ, જાયફળ ૧ ભાગ એ ચારેને ભેગા કરી પુટપાકની રીતે પકવવા અને તેની મગ જેવડી ગોળી કરવી.

**૫ હિગુલાદિ ધૂમ્રપાન**–હિંગળો, આકડાનું મુળ અને એકલકંટાનું મુળ એ ત્રણે ચીજને ચલમમા ભરી પીવુ

**૬ હિંગુલાદિ લેપ**–હિગળો, ગધક, સચળ, સિદુર, કુવાડીઆનાં બી, વાવડીંગ અને કુપચેટ એટલા સમભાગે લઇ તેનુ ચૂર્ણ કરવું.

ગુણ–પૌષ્ટિક અને શોધક

ઉપયોગ—હિંગળોક લોહીને સુધારે છે તે પારાનો એક ક્ષાર છે અને જ્યા જ્યા પારો અને રસકપૂર અપાય છે ત્યા ત્યા શોધકતરીકે તેની યોજના કરવામા આવે છે ઉપદશની અદર તે સરસ છે ઉપદશની જૂની જુદી વિકૃતિ જે ફિરંગ વાયુના નામથી પ્રસિદ્ધ છે તેમા હિંગળો વપરાય છે હિંગળો ખાવાથી તેમજ ચલમમા પીવાથી મોઢું આવે છે અને જ્યારે મોઢુ આવે છે ત્યારે તેની અસર લોહીમાપહોચી એમ મનાય છે વિસ્ફોટ, માથાનુ દૂખનુ, પગની અદર થતી કળતર હાડકા ઉપરની ગાંઠો, સધિવા તથા બીજી ઉપદશની વિકૃતિમા તે અપાય છે દાતના કેટલાક રોગ જેમા દાત સાફ ખરાબ જાય છે ત્યારે તથા જડમાના રોગમા તથા બીજા અસ્થિ રોગમા હિંગળોઅપાય છે વ્રણ જ્યારે રુઝાતા નથી અને ઉપદશનો શક જાય છે ત્યારે બે ભાગ હિંગળો અને એક ભાગ મનશીલ એકઠા કરી તેના ચૂર્ણનો ત્રણ વાલ ભૂકો લઇ બોરડીના સળગતા છોડીઆ ઉપર નાખી કપડ કોટ કરી ધુવાડીં લેવાથી તે વ્રણ જલદીથી રૂઝાય છે. ભગદર, ગડમાળ તથા બીજા જીર્ણ રોગમા હિંગળાનો ઉપયોગ સારો છે

હિંગળો પૌષ્ટિક છે પૌષ્ટિક તરીકે તે જીર્ણ વાતવ્યાધિમા તથા ક્ષયમા વપરાય છે જીર્ણ સસણી, દમ, તથા શ્વાસમા તે ફાયદો કરે છે ખાસ કેસરી નામની ગુટિકા દમના રોગ ઉપર ઘણી ઉપયોગી છે અને તેને આદુના રસમા આપવાથી દમ બેસી જાય છે હિંગળો ધાતુપુષ્ટિને માટે બીજી ઝેરી દવા સાથે અપાય છે અને તેટલા માટે તેને ખોરાસાની અજમો, જાયફળ, અફીણ વિગેરે સાથે મેળવવામા આવે છે. જીર્ણ અતિસારમા જે અસર પારદ કરે છે તેજ અસર હીંગળો કરે છે. જીર્ણત્વક્ દોષમા હિંગળાનો લેપ અગર મલમ બહુ વપરાય છે, તેથી જંતુનો નાશ થાય છે. આખની પાપણની કોર ઉપર જે ઝીણી ઝીણી ફોડલીઓ ઉપડ્યા કરે છે અને તેથી આખમા બહુ ચેળ આવે છે ને

પાણી ઝર્યાં કરે છે તે દૂર કરવાને માટે હિંગળાનો મલમ અતિ ઉપ યોગી છે પાપણના મૂળમા કેટલીક વખતે કીડ હોય છે જેનો હિંગળો નાશ કરે છે ચાદીના ધારા માટે હિંગળો ૧ ભાગ અને કાથો ૪ ભાગ બન્ને સાથે મેળવી તે ભાગ ઉપર ભભરાવવાથી ધારૂ બેસી જાય છે દાદર, ચિત્રી, ઉદૂમર તથા કૂટ તથા હિંગળાનો લેપ ફાયદા કારક છે હિંગુલાદ લેપ લીંબુના રસમા કુટી દાદર ઉપર લગાડવામા આવે છે

હિંગળો જ્વરની અંદર સારો છે વિષમ જ્વર જેવાકે એકાહિક, દ્વયાહિક, ત્ર્યાહિક અને સતત્ અને સતત્ જ્વર ઉપર તે અપાય છે હિંગુલેશ્વર નામની બનાવટની અર્ધ વાલ માત્રા મધની સાથે આપવાથી વાત જ્વર દૂર થાય છે. હિંગળો ઉષ્ણવીર્ય છે ને તેથી વાતજ્વરમા, જ્યારે તદ્રા તથા બેશુદ્ધિ હોય છે ત્યારે તે ઘણુ કામ કરે છે. જ્યારે જ્વરની અસર મગજમા રહેલી હોય છે ત્યારે હિંગુલેશ્વરની સાથે નેપાળો મેળવવામા આવે છે

**માત્રા**-હિંગુલ ભસ્મ ॥ રતી હિંગુલેશ્વર ॥ થી ૧ વાલ, કરદાદિ પુટપાક ૧ થી ૨ રતી કામકેશરી ગુટિકા ૧ રતીથી ૨ રતી

---

# હિરાકસી.

## GREEN VITRIOIL OR SULPHATE OF IRON.

**વર્ણન**-હિરાકસી એ ગોખડ તથા ગંધકનો એક જાતનો ક્ષાર છે તેના લીલા રંગના ગાંગડા મળી આવે છે, અને તે બજારમા સાધારણ છે

**બનાવટ**-કાશી સાધ તેલ

**૧. કાશી-સાધ-તેલ**-હિરાકસી, કળલાની ૧, કોઠ, સૂઠ, પીપર મિરચ, અનંતમૂલ, કરેણ, વાવડીંગ, ચિત્રા (ચિત્રક), અરડુસો, કુકડવેલ,

ચોક ૨ અને હરતાલ એ બધા ઓસડો એક એક તોલો લઇ તેને તેલ ६४ તોલા ગૌમત્ર ૨૫६ તોલામા મેળવી, તેમાં થોરનુ અને આકડાનુ ક્ષીર આઠ આઠ તોલા નાખવુ, અને તેનુ તેલ સિદ્ધ કરવું

ગૂણુ –પૌષ્ટિક અને સ્તંભન

**ઉપયોગ** –લોખંડની બીજી બનાવટોની પેઠે હીરાકસી પણ લોહી સુધારવાને અપાય છે પાંડુરોગમા તથા છાતીના થડકામા જ્યારે હોઠ ફીકા થઇ આવે છે ને શ્વાસ ભરાઇ આવે છે ત્યારે બીજા પૌષ્ટિક પદાર્થ સાથે હિરાકસી અપાય છે જેવી રીતે ગજવેલ શરીરને મજબુત કરે છે ને લોહીને પુષ્ટિ આપે છે તેવીજ રીતે હિરાકસીથી પણ થાય છે તેથી લોહીના રક્તબિંદુ વધે છે અને ફીકાશ દૂર થાય છે પ્લીહોદર, યકૃતોદર તેમજ વિષમ જવરની રહી ગએલી વિકૃતિની અંદર હિરાકસી આપવી યોગ્ય છે વિષમ જવરના સખ્ત માથાના દુખાવાને તે બંધ કરે છે એકાંતરીઆ તથા તરીઆ તાવની અંદર હિરાકસીને કડા છાલના અવલેહમા ગોળી કરી આપવાથી જુદી જુદી જાતના વિષમ જવર અટક છે યકૃતોદર અને પ્લીહોદરની અંદર રેચક દવાની સાથે હિરાકસી નાખવાથી સારો ફાયદો થાય છે સંગ્રહણી, અતિસાર, જીર્ણઅતિસાર, રક્તાતિસાર તથા રક્તપિત્તની અંદર હિરાકસીની સ્તંભન અસરથી ઝાડો કઠણ થાય છે ને આંતરડાનુ ક્ષત રૂઝાય છે સાધારણ નબળાઇ તથા કમ કૌવતીને માટે હિરાકસી અપાય છે. હિરાકસીનુ પાણી છાટવાથી આમણુ બેસી જાય છે અને જખમ તથા વ્રણ જલદીથી રૂઝપર આવે છે કાશીસાદ્યતેલ નામની બનાવટ અર્શના મસા ઉપર લગાડવાથી મસા ખરી પડે છે ને તેનો ગુણુ દાહક છે. બીજી એક બનાવટ કાશીસાદ્ય તેલના નામથી પ્રસિદ્ધ છે જેમા ફકત હિરાકસી, આસંધ, લોદરને ગજપીંપર આવે છે આ દરેક ચચાર તોલા લઇ તેને ६४ તોલા અને ૨૫६ તોલા પાણીમા મેળવી તેનુ રીતસર

તૈલ સિદ્ધ કરવુ આ તેલના લેપથી સ્ત્રીના સ્તન તથા સ્ત્રી પુરૂષોની જનનેન્દ્રિઓ દૃઢ થાય છે

પાડુરોગને લીધે કેટલીક વખતે અટકાવ બંધ થઈ જાય છે ત્યારે હિંગબોળ અને એળીઆની સાથે હિરાકસી અપાય છે

ગંડમાળા ઉપર હિરાકસી અને બિલાસુ અથવા હિરાકસીને આકડાના દુધમા વસી લેપ કરવો વૃષ્ણકચ્છ એટલે વૃષણને ખજવાળવાથી ફોલ્લાઓ થાય છે તે અને અહિપતન એટલે બાળકોની ગુદા ન ધોવાથી તેમા કંડુ ઉત્પન્ન થઇ ફોલ્લીઓ થાય છે તે ઉપર હિરાકસી, ગોરોચન, મોરથુથુ, હરતાલ, અને રસાજનને લીંબુના રસમા ખરલ કરી લેપ કરવો.

પાડુ, ક્ષય, ગુલ્મ, બરોલ શૂળ અને સપૂર્ણ નેત્ર રોગ ઉપર હિરાકસીની ભસ્મ,* ત્રિફળા અને મરી એકત્ર કરી તે ૦। તોલો ઘી અને મધમા એક મહિનો આપવુ

**માત્રા** – એક રતીથી એક વાલ

---

# ઔષધિ-ગુણ-દર્શન.

ઔષધોના તેમના ગુણ પ્રમાણે વર્ગો પાડવામા આવ્યા છે બારીકાઇથી તપાસવા બેસીએ તો એ વિષયમા તર્ક વિતર્ક આદિ ઉત્પન્ન થાય છે માટે અત્રે જે વ્યાવહારિક ઉપયોગમા સરળ થઇ પડે તેવા તેના ૨૬ વર્ગ પાડવામા આવ્યા છે

---

*હિરાકસીને એક વાર ભાગરાના રસમા પચન કરવી એટલે શુદ્ધ થાય છે આવી રીતે શુદ્ધ કરેલી હિરાકસી તથા ગંધકને એકત્ર પુટ આપવો એટલે ભસ્મ થશે.

૧ અમ્લ.
૨. ઉષ્ણ.
૩ ઋતુ લાવનાર અને ત્રેણુ લાવનાર.
૪ કટુ પૌષ્ટિક.
૫ કફઘ્ન.
૬ કફ શામક.
૭ કૃમિઘ્ન.
૮ ગ્રાહી સ્તભન અને રક્ત સ્તભક.
૯. છીંકો લાવનાર.
૧૦ દાહ શામક.
૧૧. દીપન પાચન.
૧૨ દભક અને ક્ષોભક.
૧૩ ધાતુપૌષ્ટિક.
૧૪ પિત્ત શામક.
૧૫ નિદ્રા લાવનાર, માદક અને પીડાશામક.
૧૬ પૌષ્ટિક.
૧૭ મૂત્રલ.
૧૮ રેચક અને સારક.
૧૯ રોપણ.
૨૦ વમન કરાવનાર.
૨૧ વાતઘ્ન, વાતહર અને વાયુહર.
૨૨ શીતલ.
૨૩ શોથઘ્ન.
૨૪ શોધક.
૨૫ સ્નાયુ શૈથિલ્યકૃત્ ઉર્ફે આક્ષેપારિ.
૨૬ સ્વેદલ.

ઉપર બતાવેલા ગુણો અને એ ગુણોવાળી ઔષધિઓની સમજણ બરાબર પડી ગયા બાદ યોગ્ય સ્થાને યોગ્ય વસ્તુની યોગ્ય પ્રમાણમા યોજના કરી જો ગુણો તરફ પ્રથમથીજ ધ્યાન આપવામા આવે તો કેટલીક વ્યાધિઓ ઉઠતાજ બેસી જાય છે અને કેટલીક ઉત્પન્ન થવા પામતી નથી સખ્ત વ્યાધિમાં દરદીની પ્રકૃતિ અને ઔષધના ગુણ તથા પ્રમાણ એ બન્ને ધ્યાનમા લેવાના છે. જો વ્યાધિ સખ્ત ન હોય તો કેટલેક વખત યોગ્ય પથ્ય પાળવાથી ઔષધો પચારની માવજત સિવાય કેવળ વર્તનના ફેરફારથીજ સારૂ થાય છે. સખ્ત બીમારીમા ઔષધોપચાર અને આરોગ્યના નિયમો એ બન્ને ઉપર આધાર રાખવાની જરૂર છે.

**અમ્લ દવાઓ.**

જે દવાઓ સ્વાદે ખાટી હોય છે તેને 'અમ્લ" દવાઓ કહે છે,

| ૧ | ૨ |
|---|---|
| આમલી | આંબો |
| ચણાનો ખાર | આમળા |
| કોક | ચાગેરી |
| નારંગી | જાંબુ. |
| બીજોરૂ | દાડમ |
| લીંબુ | દ્રાક્ષ. |

અમ્લ દવાઓ બધી શીતવીર્ય છે નંબર ૧ મા બતાવેલી દવાઓથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને નંબર બીજામા ગણાવેલ દવાઓથી તેમ થતુ નથી. અમ્લ દવાઓ કફ કરે છે એટલે કફ પ્રકૃતિવાળા માણસે તેનુ સેવન કરવુ નહિ અમ્લ દવાઓથી થતી વિકૃતિને અટકાવવા "અમ્લવિરુદ્ધ" દવાઓ મધુ છે. તે પૈકી શંખ, સંચળ સાજીખાર, ટંકણખાર, નવસાર સિંધવ, જવખાર વિગેરે ક્ષારની બનેલી દવાઓ છે.

**ઉષ્ણ દવાઓ:**– જે દવાઓ પોતાના પ્રભાવવડે શરીરને જાગૃત કરે છે તથા તેના દરેક ભાગને પોતપોતાનુ કામ કરવાને ચેતન આપે છે તેને "ઉષ્ણ" દવાઓ કહેવી.

અજમો, અકલગરો, આકડો, ઉપલેટ, ગજપીંપર. જાયફળ, કાંદા (ડુંગળી), પીંપર, અગર, અરણી, આદુ, અખેડો, અરીઠા, ખસખસ, કપૂર, કાયફળ, જટામાસી, જવખાર, જાવત્રી નજ, તુલસી, દશમુળ, નાગરમોથ, પીંપરીમુળ, બારંગી, બીલામૂ, મ્હાલકાંગણી. રાસના, લવીંગ, લસણ, સમદરફળ, સુદ હીંગ, હીરાબોળ, અંબર, કસ્તુરી એ ઉષ્ણ દવાઓમા ગણાય છે ઉષ્ણ દવાઓ મગજ ઉપર અસર કરી જ્ઞાનતંતુને જુસ્સો

આપે છે અને તેથી લોહીની ગતિ વધે છે. પરંતુ તેવી દવાઓનો અતિ ઉપયોગ અત્યંત હાનિકારક છે

**ઋતુલાવનાર અને વેણુલાવનાર દવાઓ** — જે દવાઓ ગર્ભાશયના શ્લેષ્મપિંડને કૌવત આપી તેમને સંકુચિત કરે છે તથા મંદ થઈ ગએલી વેણુને પુનઃ જાગૃત કરે છે તે દવાઓને '**વેણુલાવનાર**' દવાઓ કહે છે જે દવાઓ પોતાના પ્રભાવ વડે બંધ થઈ ગએલ ઋતુને પાછું જાગૃત કરે છે તેને '**ઋતુ લાવનાર**' દવા કહેવી

| ઋતુ લાવનાર દવાઓ | વેણુલાવનાર દવાઓ |
| --- | --- |
| ટંકણ | ટંકણ |
| નવસાર | |

જ્યારે ગમે તે કારણથી ઋતુ અનિયમિત આવે છે અગર મોડું અગર ઓછું દેખાય છે ત્યારે ઋતુ લાવનાર દવાઓનો સંયોગ પ્રશસ્ત છે ઋતુ લાવનારી ચીજો સાથે લોહ અને એળીઆની કોઈપણ બનાવટ અપાય છે,

પ્રસૂતિ સમયે વેણુ બરાબર નહિ આવતી હોય અને સ્ત્રી કષ્ટાતી હોય, વેણુ ટાઢી પડી જવાથી જો બાળકને બહાર નીકળતા વાર લાગે તો વેણુ લાવનારી દવાઓ આપવાની જરૂર છે

**કટુ પૌષ્ટિક દવાઓ**—જે દવાઓ પોતાના પ્રભાવ વડે શરીરમાં રહેતી નબળાઈને લઈને આવતા ઝીણા ઝીણા તાવને દૂર કરી શરીરને કેટલેક દિવસે કૌવત આપે છે તે દવાઓ 'કટુપૌષ્ટિક' કહેવાય છે આ દવાઓ કડવી છે અને તેથી તે ઝીણા ઝીણા તાવને રોકે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. ભૂખ સારી પેઠે લાગે છે અને શરીરમાં કૌવત આવે છે તે ઉપરાંત એ દવાઓ કૃમિનો પણ નાશ કરે છે, અરડૂસો, કરીઆતુ, અતિવિષની કળી વગેરે આ વર્ગમાં આવે છે

**કફઘ્ન દવાઓ**—જે દવાઓ પોતાના બળ વડે શ્વાસ નળિકાના શ્લેષ્મ પિંડ ઉપર અસર કરી તેના સ્ત્રાવના ગુણુ તથા સમુદાયને બદલાવે છે તેને "કફઘ્ન" દવા કહે છે. કફઘ્ન દવાઓ કફને જુદો પાડી તેને પાતળો કરી નાખે છે અને નિયમિત રીતે ઉધરસ આવવાથી તે બહાર નીકળી આવે છે જયા સુધી છાતીમા કફ ભર્યો હોય ત્યાસુધી કફઘ્ન દવા આપવાની જરૂર છે આ દવાઓ પૈકી અગથીઓ, અરડુસી, આબાહળદર, જવખાર વગેરે છે

**કફશામક દવાઓ**—જે દવાઓ પોતાના પ્રભાવ વડે શ્વાસ નલિકાના શ્લેષ્મ પિડના સકોચને શાત કરી અગર સ્ત્રાવને કમી કરી ઉધરસ ઓછી કરે છે તેને 'કફશામક' દવાઓ કહેવી

જ્યારે છાતિમાથી કફ નીકળી ગયો હોય અગર ઓછો થઇ ગયો હોય ત્યારે કફશામક દવાઓ કામની છે આ વર્ગની દવાઓ જેમ દમ ઉપર સારૂ કામ કરે તેમ હેડકીને પણુ બેસાડે છે, મનશીલ, ધતુરો અને તમાકુનુ ધૂમ્રપાન હેડકીને માટે પણુ સારૂ છે મન શીલ, ધતુરો, વશલોચન, અફીણુ, ખેર, મધ, શિલારસ વિગેરે દવાઓ કફશામક છે.

**કૃમિઘ્ન દવાઓ**—જે દવાઓ પોતાના બળ વડે આતરડાની અદર રહેલા કૃમિનો નાશ કરે છે તે દવાઓ 'કૃમિઘ્ન' કહેવાય છે. ગધક, કપૂર, ઇન્દ્રજવ, કપીલો. દિકામાળી, કાળીજીરી, કડાછાલ, ખાખરો, વખમો, હીંગ, લીમડો, કરીઆતુ વિગેરે દવાઓં કૃમિઘ્ન છે

**ગ્રાહી સ્તભન અને રક્તસ્તભક દવાઓ**—જે દવાઓ શરીરના કોઇપણુ પ્રવાહી પદાર્થોનુ શોષણુ કરી તેમનુ ઘટ બધારણુ કરે તેમને 'ગ્રાહી' દવાઓ કહે છે અને જે દવાઓ પોતાના શીત-વીર્ય તથા રૂક્ષ ગુણુને લીધે કાઇપણુ મળમૂત્રાદિક પદાર્થને રોકી રાખે અને તેમને નીચે પડવા ન દે તેમને 'સ્તભન' દવાઓ કહે છે,

'રક્તસ્તભન' દવાઓ ચૂર્ણરૂપે અગર પ્રવાહીરૂપે ધમનીઓના તુટેલા મુખને અડવાથી તેમની અંદર વહેતા પ્રવાહને ઘટ કરે છે તથા તે ધમનીના રેશાઓનો સકોચ કરી તેમની અદરના પ્રવાહીને બહાર જતા અટકાવે છે મોરથુથુમા ગ્રાહી કરતા સ્તભન ગુણ વધારે છે ફટકડી રક્ત સ્તભક છે અને શખજીરૂ ગ્રાહી છે.

**છીંકો લાવનાર દવાઓ**–જેદવાઓ પોતાના બળ વડે, નાકના શ્લેષ્મ પડ ઉપર અમર કરી તેને એકદમ ક્ષોભમા નાખી તેમાથી સ્રાવ કરાવે તેને '**છીંકો લાવનાર**' દવા કહેવી કુકડવેલ, નાકછીંકણી, તમાકુ નવસાર, કળીચૂનો એ છીંકો લાવનાર દવાઓ સુઘવાથી એકદમ છીંકો આવે છે, તેથી નાકમાથી પુષ્કળ પાણી ઝરે છે અને માથુ હલકુ પડે છે વાતજન્ય માથાના દૂખાવામા સૂર્યાવર્ત તથા આધાશીશીમા છીંકો લાવનારી દવા સુઘવાનુ કહેલ છે નાકમા છોડ જામતા હોય ત્યારે આ દવાઓ સુઘવાથી છીંક સાથે લોહીના જામેલા કપોટા ઉખડી આવે છે પીનસમા આ વર્ગની દવા ઉપયોગી છે

**દાહશામક દવાઓ**–જે દવાઓ શીતવીર્ય હોવાથી લોહીને સુધારીને અગર બહાર લગાડવાથી તેમની ઠડક અસર થઈ શરીરના કોઈપણ ભાગની બળતરાને શાન્ત કરે તે દવાઓ '**દાહશામક**' કહેવાય છે, તમામ શીતળ અને પિત્તશામક દવાઓ પણ દાહશામક છે રક્ત-રોગમા આ દવાઓ વપરાય છે પેશાબની બળતરા, ઉનવા તથા પ્રમે-હમા આ વર્ગની દવાઓના હીમ પીવાય છે

**દીપન–પાચન ગુણવાળી દવાઓ**–દીપન દવાઓથી ભુખ વધારે લાગે છે પણ તેમા અપકવ ખોરાકનુ પાચન કરવાનો ગુણ રહયો નથી. પાચન દવાથી અપકવ અનાજનુ પાચન થાય છે પણ તેમા ભુખ લગાડવાનો ગુણ રહ્યો નથી કેટલીક દવાઓ એવી છે કે જેમા દીપન પાચન બન્ને ગુણો રહયા છે. શખમા પાચન ગુણ છે, લવણ, જવ-

ખાસ્મા દીપનગુણુ રહેનો છે. સાજીખાર, પીંપર, આદીઆન વિગેરેમા દીપન અને પાચન બન્ને ગુણુ રહેલા છે

પાચન અને દવાઓની સયુકત યોજનાની જરૂર હોય ત્યા દીપન પાચન દવાઓ વપરાય છે. સાધારણુ રીતે દીપન પાચન દવાઓ હમેશા સાથેજ વપરાય છે.

**દભક અને ક્ષોભક દવાઓ**—જે દવાઓ કોઇપણુ આવા ભાગ ઉપર અડવાથી અગર મસા ઉપર લગાડવાથી તેનો નાશ કરે છે તેને '**દભક**' દવાઓ કહેવી.

આના પેટામા ક્ષોભક દવાઓ આવી જાય છે, ક્ષોભક દવા શરીરના કોઇપણુ ભાગને અડવાથી તે ભાગ લાલચોળ થઇ જાય છે અને ત્યા ફોલ્લો ઉઠે છે વધારે સખ્ત ક્ષોભક દવાઓ દભક દવાના મથાળા નીચે આવે છે

૧ શખ, હરતાલ, ચિત્રક, સરગવો

૨, અકલગરો, આકડો, રાઇ

૩ અગ્નિ

**ધાતુપૌષ્ટિક દવાઓ** – જે દવાઓ પુરષની જનનેન્દ્રિઓને સતેજ કરે અને તેમની સુરત સમાગમમાં પ્રીતિ વધારે તે દવાઓ '**ધાતુપૌષ્ટિક**' છે.

૧ અભ્રક, મોતી વિગેરે તમામ પૌષ્ટિક અને કડુ પૌષ્ટિક દવાઓ.

૨ અખોડ, આસધ, ઉટગણુ, એખરો, કવચા, કસ્તુરી દુધ, મુસળી, વરધારો, વંશલોચન વિગેરે

૩ અફીણુ, કેસર, અને કેટલેક દરજ્જે સ્તભન દવાઓ,

૪ ગોખરૂ, ચીકણુા, બળદાણા, બહુફળી અને શેમળો

જે દવાઓથી શરીરને સાધારણુ રીતે પુષ્ટિ મળે છે તે દવાઓથી જનનેન્દ્રિઓને પણુ પુષ્ટિ મળે છે માટે તમામ જાતની પૌષ્ટિક અને

કરુ પૌષ્ટિક દવાઓ પણ સુરત સ્થાનને પુષ્ટિ આપે છે ધાતુપૌષ્ટિક દવાઓના ચાર વિભાગ કરવામા આવ્યા છે

૧ સાધારણ પૌષ્ટિક દવાઓ જે આખા શરીરને પુષ્ટિ આપી ધાતુને અને વીર્યસ્થાનને પુષ્ટિ આપે છે

૨ ખાસ ધાતુપૌષ્ટિક દવાઓ જે વીર્યની વૃદ્ધિ કરે છે તે. આ વર્ગની દવાઓને વૃષ્ય કહે છે,

૩ સ્તભન દવાઓ જે વીર્યસ્રાવને અગર બહુમૂત્રતાને અને સ્વપ્નામા અગર બીજી કોઇ રીતે ધાતુ જતી હોય તેને અટકાવી ફાયદો કરે છે તે આ વર્ગની દવાઓથી ધાતુ કબજ થાય છે અને તેથી ધાતુ જવાને લીધે થતી ક્ષીણતા અટકે છે આ વર્ગની દવાઓની સાથે ખાસ ધાતુપૌષ્ટિક દવાઓ પણ મેળવવામા આવે છે

૪ કેટલીક મુત્રલ દવાઓ મૂત્ર માર્ગના વ્યાધિને શાત કરી વીર્ય-સ્રાવ થવાને મળતા ઉત્તેજનને દબાવે છે અને આવી રીતે વીર્યસ્રાવ થતો અટકે એ પણ ધાતુપુષ્ટિ થવાનો એક રસ્તો છે

જ્યારે સ્વપ્નામા અગર જાગ્રત અવસ્થામા કે પેશાબ કરતી વખતે વીર્યપાત થાય છે ત્યારે આ વર્ગની દવાઓ કામની છે ધાતુક્ષીણતા, નપુંસકપણુ અને તેથી થતા કળતર, ત્રુટ અને કમરના દુખાવામા આ વર્ગની દવાથી ફાયદો થાય છે

ધાતુક્ષીણતા થવાથી શરીરમા અનેક જાતની નબળાઇ થાય છે અને નબળાઇને લઇને જે શારીરિક અગર માનસિક પીડા થાય છે તે ધાતુપૌષ્ટિક દવાઓનુ સેવન કરવાથી દબાય છે

**પિત્તશામક દવાઓ**—જે દવાઓ પોતાના જોર વડે કરી રેચ માર્ગે પિત્તને કઢાવી નાખે છે અગર તેની સાથે મળી તેના પ્રકોપને શાત પાડી નાખે છે તે દવાને “ પિત્તશામક ” દવા કહેવી

૧ ખાસ પિત્તશામક ૨ સારક પિત્તશામક ૩ પૌષ્ટિક પિત્ત-શામક ૪ સ્તભન પિત્ત શામક

૧ ખાસ પિત્તશામક દવાઓ અદ્રસ્ય રીતે લોહીના પિત્તાધિક્ય દોષનુ શમન કરે છે

૨. સારક પિત્તશામક દવાઓ વધારે સખ્ત પિત્તના પ્રકોપને શાંત કરે છે. નવસાર સારક પિત્તશામક દવા છે. મોતી પૌષ્ટિક પિત્તશામક દવા છે

**નિદ્રા લાવનાર, માદક અને પીડાશામક દવાઓ**–જે દવાઓ લેવાથી નિદ્રા આવે તે દવાઓને **'નિદ્રા લાવનાર'** દવા કહેવી જે દવાઓ પોતાના પ્રભાવ વડે દરદીને બેભાન કરી આપે છે અગર બકવાખોર કરી મુકે છે તેને ' માદક ' દવા કહેવી જે દવાઓ લેવાથી અગર લગાડવાથી દરદીની પીડાનુ શમન થાય છે અને તેની બેચેની કમી થાય છે તે દવાઓને **'પીડાશામક'** દવા કહેવી અફીણ, ભાગ, કીર્દમાન, ખુરાસ'ની અજમો આદિમા ઉપરના ગુણો રહેલા છે

પૌષ્ટિક દવાઓ–જે દવાઓ લોહીનુ બધારણ સાફ કરી શરીરના દરેક ભાગને યોગ્ય પોષણ આપે છે અને શરીરમા સ્ફુરતી લાવે છે તથા માસની વૃદ્ધિ કરે છે અને 'પૌષ્ટિક' દવાઓ કહેવી અભ્રક, કલાઇ, જસત, ત્રાબું, મોતી, ખાપરીઓ, મોરથુથુ, રૂપુ, રૌપ્ય માક્ષિક, શિલા-જીત, સીસુ, સોનુ, લોહ, સુવર્ણ માક્ષિક, હીરાકશી વિગેરે પૌષ્ટિક દવાઓ છે

પૌષ્ટિક દવાઓના ચાર વિભાગ પાડવામા આવ્યા છે–

૧. મગજને પુષ્ટિ આપનારી દવાઓ
૨ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ
૩ જઠરને પુષ્ટિ આપનારી દવાઓ
૪ શોધક પૌષ્ટિક દવાઓ

૧ **મગજને પુષ્ટિ આપનારી** દવાઓ—મગજ શરીરમા રાજા હોવાથી જે ઔષધો મગજને પુષ્ટિ આપે છે તે વાસ્તવિક રીતે આખા શરીરને પુષ્ટિ આપે છે મગજના જીર્ણવ્યાધિમા આ દવાઓ ઘણી કામની છે મગજના વ્યાધિઓ જે વાત વ્યાધિના નામથી પ્રસિદ્ધ છે અને જે જે વાતવ્યાધિમા ગતિમતિનો ભ્રમ પ્રાધાન્ય રૂપે રહેલો છે તેવા વાતવ્યાધિમા આ વર્ગની દવાઓ કામની છે અપસ્માર, હિસ્ટીરીઆ, ખેચતાણુ, થડકી જવુ, ઉન્માદ, અર્ધાંગ, પક્ષાઘાત, અર્દિત વિગેરે વ્યાધિમા આ દવાઓ અપાય છે

૨ **લોહીને પુષ્ટિ આપનારી** દવાઓ—આ વર્ગની દવાના બે વિભાગ પડી શકે છે, ૧ ખાસ લોહીને પુષ્ટિ આપનારી દવાઓ ૨ લોહીની શોધક પૈત્તિક દવાઓ. લોહ, સુવર્ણ મ ક્ષિક અને હીરાકસી એ લોહીને ખાસ પુષ્ટિ આપનારી દવાઓ, છે લોહીની અદર રહેલા રકતકણુ ગમે તે કારણથી ઓછા થઇ ગયા હોય તેને તે પાછા લાવે છે. ઘણા દિવસના જીર્ણજ્વર પછી અને વિષમજ્વર પછી, તેમજ યકૃત્ અને પ્લીહના જીર્ણવ્યાધિમા શરીર તદ્દન ફીકકુ પડી જાય છે આ ફીકાશ થવાનું કારણુ એટલુજ કે લોહીમાથી રકતકણુ ઓછા થઇ ગયલા હોય છે અર્શ, સગ્રહણી, યક્ષ્મા અને બીજા તમામ રોગમા પણુ એજ પરિણામ થઇ આવે છે. ત્યારે લોહના વર્ગની દવા આપવી ઉચિત છે લોહીને પુષ્ટિ આપવાનો અને શરીરમા રતાશ લાવવાનો ગુણુ લોહના વર્ગની દવામા જેવો રહયો છે તેવો બીજી એકે દવામા રહયો નથી. ૨. લોહીનુ શોધન કરી પુષ્ટિ આપનારી દવાઓ સાધારણુ રીતે લોહીના પૈત્તિક દોષનુ શમન કરે છે તપી રહેલુ લોહી તેથી શાત થાય છે. અને જે લોહી વિકૃતિથી જુદી જુદી જાતના ત્વકદોષ ફુટી નીકળે છે તે પણુ તેથી શાત થાય છે.

૩. જઠરને પુષ્ટિ આપનારી દવાઓ—આ વર્ગની દવાઓ અનાજનુ સારી પેઠે પાચન કરે એ ગા [illegible]

થવુ એ પણ શરીરને પુષ્ટિ મળવાનો એક રસ્તો છે

૪ શોધક પૌષ્ટિક-પારદ એ સર્વોત્તમ શોધક દવા છે અને તે શરીરની તમામ વિકૃતિ દૂર કરે છે તમામ ઔષધો શરીરના જુદા જુદા રોગ મટાડનાર અને તેનુ આરોગ્ય વધારનાર હોવાથી તે ઔષધો તેમજ સરો સાત્વિક ખોરાક, સ્વચ્છ હવા, ચોખુ પાણી, સ્વચ્છતા રમતગમત, શુભ વિચારો વિગેરે જે જે વિષયો શરીરની સુખાકારી વધારે છે તે તે અદ્રશ્ય રીતે પૌષ્ટિક દવાઓનુ કામ કરે છે

પારો એ શોધક પૌષ્ટિક છે અને કજ્જલી રૂપે તેની અસર લોહીના ઉપર અને રસસિન્દુરરૂપે મગજના ઉપર થાય છે

**મુત્રલ દવાઓ**-જે દવાઓ પોતાના પ્રભાવ વડે મુત્રપિંડના કાર્યને સતેજ કરે છે અને તેથી પેશાબનો જથો વધારે છે તે દવાઓને "મુત્રલ" દવા કહેવી

કલમ, શિલાજીત, જવખાર, પાષાણભેદ, ટંકણખાર, સુરોખાર એ મુત્રલ દવાઓ છે પૌષ્ટિક મુત્રલ દવાઓ મુત્રવ્યાધિને તેમજ તેથી થતા શુક્રદોષને અટકાવે છે મુત્રપિંડના તીવ્ર તેમજ દીર્ઘ વરમને લીધે જ્યારે પેશાબ ઓછો આવે છે ત્યારે તેમજ દાહકારક ચીજ ખાવાથી અગર તડકે રખડવાથી જ્યારે પેશાબ ઓછો અને દાહયુક્ત થાય છે ત્યારે મુત્રલ દવાઓ અપાય છે, તેથી પેશાબની બળતરા શાંત થાય છે અને તેના મર્મસ્થાનનો વરમ પોચો પડે છે. જ્વરમા પણ પેશાબ લાલ ચોળ ઉતરે છે અને બળતરા થયા કરે છે. પેશાબમા દાહ અને બળતરા થવી એ પણ પૈત્તિક દોષનુ એક ચિન્હ છે તમામ જાતના જ્વરમા પિત્તનો પ્રકોપ હોય છે જેથી તેમા મુત્રલ દવાઓ અપાય છે

મુત્રલ દવાનો ઉપયોગ એ જ્વરની ચિકિત્સાનુ એક ઉપયોગી અંગ છે પૈત્તિક વિકૃતિને મટાડવાને મુત્રલ ચીજ અપાય છે. મુત્રલ ઉપાય યોજવાથી કમળાના દરદીને પુષ્કળ પેશાબ છુટે છે અને તેથી આખની અને શરીરની પીળાશ કમી થાય છે

આખા શરીર ઉપર સખ્ત સોજો થયો હોય તો તે પણ નેથો બેસી જાય છે. જવરની અંદર મુત્રલ ચીજને સારક પદાર્થો સાથે મેળવવામા આવે છે અને પૈત્તિક વિકૃતિમા તથા શોફમા તેમને રેચક દવાઓ સાથે મેળવવામા આવે છે મુત્રલ દવાનો ઉપચાર એ શોધન ક્રિયાનો એક પ્રકાર છે અને તેથી જીર્ણરોગમા જ્યારે શરીરનુ શોધન કરવુ હોય ત્યારે તે અપાય છે

**રેચક અને સારક દવાઓ**–રેચક દવાઓના સંસ્કૃતવૈદ્યકારોએ ચાર જુદા જુદા ભેદ પાડયા છે

૧ અનુલોમન એટલે જે દવાઓ મળનો કોપ શાંત કરી તેને પચાવે તથા બધકુષ્ટનો મળ જુદો પાડી તેને નીચે ઉતારે તેને 'અનુલોમન' દવા કહેવી

૨ સ્ત્રસન એટલે જે દવાઓ મળાદિક દોષને પાચન ન કરતા તેને એકદમ ધમડીને નીચે પાડે છે

૩ ભેદન એટલે જે દવાઓ શુષ્ક અને ગ્રથી બધાએલ મળને જુદો પાડી તેને નીચે પાડે છે

૪ રેચક ઔષધો એટલે જે ઔષધો પકવ અગર અપકવ મળને પોતાના બળવડે પાણી જેવો પાતળો કરી તેને આતરડાની બહાર ખેચી કાઢે છે

જો કે સંસ્કૃત વૈદ્યકારોએ આવી રીતે ચાર ભેદ કર્યા છે તોપણ વ્યવહારોપયોગી અને અનુભવથી સિદ્ધ થઇ શકે એવા તેના બે વિભાગ છે

૧, શાન્ત રેચક, સારક, સાફ ઝાડો લાવે તે અગર હલકો જુલાબ લાગે તેવી દવાઓ

૨ સખ્ત રેચક, રેચક અથવા ભારે જુલાબ લાગે તેવી દવાઓ.

ગંધક સારક દવા ગણાય છે બોદાર રેચક છે, સારક દવાઓ આપવાથી મળાવરોધ દૂર થાય છે. ત્વકદોષની અંદર શરીરનુ શોધન કરવાની જરૂર

છે પિત્તાધિક્ય દોષથી ઘણું કરીને ત્વકદોષ ઉપડે છે ને તેમા સારક દવાનો ઉપયોગ કરવાથી આરામ થાય છે વાતરક્ત, ઉદરનુ ઝેર, શીતપિત્ત અને બીજા હડીના ત્વક્ દોષમા સારક દવાઓનો શાન્ત ઉપયોગ કેટલાક માસ સુધી જારી રાખવો પડે છે સખ્ત રેચની દવા આપવાથી ઉલટી શરીરમા વધારે ક્ષીણતા થાય છે.

કોલેરાની શરૂઆતમા પેટમા રહેલ અજીર્ણાંશને દૂર કરવા સારક દવાઓ અપાય છે તેમજ ઘણા દિવસના ઝાડાનુ પણ અજીર્ણાંશ એ મુખ્ય કારણ થઈ પડે છે ત્યારે સારક દવા આપવી યોગ્ય છે

રેચક દવાઓ જ્યારે સખ્ત બંધ કુષ્ટ થયો હોય ત્યારે અપાય છે સન્નિપાતમા અને કેટલીક વખતે મગજને ઇજા થાય છે ત્યારે પણ સખ્ત બધકુષ્ટ થઈ આવે છે રેચક દવાઓ બધકુષ્ટમા ફાયદો કરે છે. લોહી સુધારવાને માટે કેટલાક વૈદો સારક દવા વાપરે છે અને કેટલાકો રેચક વાપરે છે પણ ખાસ જરૂરીયાત સિવાય રેચક દવા બને ત્યા સુધી વાપરવી નહિ જ્યારે લોહી બગડેલું હોય ત્યારે રેચ લેવાનો આ દેશમા સાધારણ રિવાજ છે

**રોપણ દવાઓ:**—જે દવા પોતાના ગુણ વડે ઘારાના દુષ્ટ ભાગને દૂર કરી અદરના તદુરસ્ત ભાગને સતેજ કરી ઘારૂ રૂઝવે છે તેને ‘ રોપણ ’ દવા કહેવી

૧ કાચનાર, ગુગળ અને બીજી કેટલીક શોધક દવાઓ

૨ ખાપરીઓ, ગેરૂ, જસત, ટકણ, બેદાર, મોરથુથુ, શખ અને સિદૂર પહેલા વર્ગની દવાઓ ખાવાથી લોહીનુ શોધન થાય છે અને તેથી જે ઘારા પડયા હોય તે રૂઝપર આવે છે અને સુકાઇ જાય છે, બીજા વર્ગની રોપણ દવાઓ ખરેખરી રોપણ છે, અને તે બહાર લગાડવાથી રૂઝ આવી જાય છે ક્ષત ઉપર તેમાની કેટલીકના લેપ, ઉમેરા ઘી મલમ વિગેરે લગાડાય છે તેમજ તેમના પાણીથી અગર

[illegible]

તથા કચકચ્યા કરે છે તે ઉપર તે ઉપયોગી છે, જુદી જુદી જાતના રક્તદોષમા તે લગાડવાથી ચેળ કમી થાય છે, પરૂ ઓછૂ થાય છે, અને દાહ શાત થાય છે રોપણ દવાઓ બધી શીતવીર્ય છે, ઉપદંશ, ઝામરો, ભાહ્ય અર્બુદ ગડગુમડ, વાતરક્ત કુષ્ટ, ખસ, ખરજવુ, ગંભીર ગૂમડુ, જખમ અને કોઈ ભાગનુ સડવુ વીગેરેમા બહાર લગાડયા તરીકે આ વર્ગની દવા કામની છે

**વમન કરાવનાર દવાઓ**–જે દવાઓ પોતાના જોસથી પિત્તને, કફને અગર કાઇ અપકવ ચીજને જઠરમાથી અગર તેથી ઉપલા ભાગમાથી જોરથી કાઢી નાખે છે તે "**વમન**" દવાઓ કહેવાય છે રસાયનમા મોરથુથુ અને લવણુ વમન કરાવનારી દવાઓ ગણાય છે કાઇપણ રૂક્ષ અગર અજીર્ણ કરે એવી ચીજ ખવાઇ હોય ત્યારે તેમજ કાઈ ઝેર ખવાયુ હોય ત્યારે તથા જો શરીરનુ શોધન કરવુ હોય તો વાન્તિકર પદાર્થો આપવા

અફીણ, સોમલ વિગેરે ઝેર ખાધા પછી ઉલટી કરાવાય છે તેમજ કોલેરાના દરદીને ઝાડો ઉલટી બધ થઇ જવાથી પેટ ચડી આવે છે ત્યારે તેને ઉલટી કરાવવાની જરૂર છે

**વાયુહર, વાતહર અને વાતઘ્ન દવાઓ**–વાયુહર, વાતહર અને વાતઘ્ન એ ત્રણે સજ્ઞાને એકમેકને બદલે કેટલાકો વાપરે છે તો પણ તે દરેકના ગુણમા ફેર છે તેમના યથાર્થ ભેદનુ સ્પષ્ટીકરણ થવા તેમની નીચે પ્રમાણે વ્યાખ્યા ગોઠવવામા આવી છે.

**૧ વાયુહર દવાઓ**–જે દવા પોતાના ઉષ્ણ દીપન અગર પાચન ગુણવડે પેટની અદર રહેલા પવનને દૂર કરે છે અગર તે પવનના ઉત્પન્ન થવાના કારણોને દબાવે છે તેને "**વાયુહર**" દવા કહેવી

**૨ વાતહર દવાઓ**–જે દવાઓ પેટમા ખાવાથી અગર બહાર લગાડવાથી શૂળ, ચસકા, જકડાઇ જવુ વિગેરે જુદા જુદા વાતજન્ય ચિન્હોને શાત કરે છે તે '**વાતહર**' દવાઓ કહેવાય છે.

**વાતઘ્ન દવાઓ**—જે દવાઓ પેટમા ખાવાથી મગજને પુષ્ટિ આપી ગતિમતિનો ભ્રમ જેમા પ્રાધાન્યરૂપે રહેલ છે તેવા દરદોને દબાવે છે અગર તેમની આવવાની મુદ્દત લબાવે છે તે દવાઓ "વાતઘ્ન" કહેવાય છે.

**શીતળ દવાઓ**—જે દવાઓ પોતાના ઠડા ગુણ વડે તાવના તૃષા, દાહ વિગેરે જુદા જુદાં ચિન્હોને તેમજ શરીરના કોઈ ભાગમા ગમે તે કારણથી થતા અમસ્તા દાહને કા તો ખાવાથી કે ચોપડવાથી દૂર કરે તેને **'શીતળ'** દવા કહેવી

૧ શીતળ પૌષ્ટિક, ૨ શીતળ રોપણ, ૩ શીતળ પિત્તશામક,
૪ શીતળ મૂત્રલ. ૫ શીતળ સ્તંભન ૬ શીતળ સારક
૭ શીતળ દાહશામક

જ્યારે શરીરમા સાધારણ રીતે ગરમાઇ રહે છે ને કાઇ ખાસ વ્યાધિના ચિન્હ માલમ પડતા નથી ત્યારે શીતળ દવાઓ અપાય છે. દરદીનુ શરીર ગરમ રહેતુ હોય અગર તેની આખો બળ્યા કરતી હોય અને શરીરમા ફીકાશ જણાતી હોય તો શીતળ પદાર્થોનો ઉપયોગ કરવો આખે જયારે ઝાખ આવે છે, ઝાઝવા જેવુ દેખાય છે અને આખોના ડોળા પીળા જણાય છે ત્યારે શીતળ રોપણ, શીતળ સારક અને દાહશામક પદાર્થો ખાસ કરીને ત્વકદોષમા ઉપયોગી છે. શીતળ રોપણ દવા ગે ત્વકદોષના કચકચતા ધારાને જલદી રુઝપર લાવે છે. શીતળ મૂત્રલ પ્રમે ની સખ્ત બળતરામા અપાય છે

**શોથઘ્ન દવાઓ**—જે દવાઓ ખાવાથી તેમની ારકત અગર શરીરને કૌવત આપીને અગર સોજો થવાના જુદા જુદા કારણોને દબાવીને અગર લેપ કરીને તેમની ખાસ અસર હોવાને લીધે સોજાને કમી કરે તે દવાને "શોથઘ્ન" દવા કહેવી

**શોધક દવાઓ**—જે દવાઓ શરીરના કોઇપણ મર્મસ્થાનની વિકૃતિને દૂર કરી તેને પોતાની યોગ્ય સ્થિતિએ પહોચાડે છે તે દવાને "શોધક" દવા કહેવી.

૧ અભ્રક, કલાઈ, આસધ વિગેરે પૌષ્ટિક શોધક દવાઓ છે.

૨. ગંધક, પારદ, લોહ, શિલાજીત, સુવર્ણમાક્ષિક, સોનુ એ સારક શોધક દવાઓ છે

૩. ત્રાંબુ, સોમલ, હરતાળ, હીંગળો, રસસિંદૂર એ પરચૂરણ શોધક દવાઓ છે.

૧. પૌષ્ટિક શોધક દવાઓ એ ખસુસ કરીને શરીરને પુષ્ટિ આપીને સુધારે છે અને જો કાઇ જીર્ણ વિકૃતિનો અંશ હોય તો તેને દબાવે છે તેમજ તે જીર્ણ વિકૃતિ ઘણા વખત સુધી શરીરમા રહેવાથી જે કાઇ નબળાઇ થઇ હોય તેને તે દૂર કરે છે

• ૨ સારક શોધક દવાઓ ઝાડો સાફ લાવી શરીરનુ શોધન કરે છે અને પિત્તપ્રકોપથી થતા રોગ ઉપર તે અપાય છે વાતરક્ત, કુષ્ટ, વિચર્ચિકા વિગેરે જીર્ણ ત્વક્દોષમા તેમજ પિત્તાધિક્ય દોષવાળા ઉદર રોગમા આ વર્ગની દવાઓ કામની છે. તેથી દાહની શાન્તિ થાય છે. દસ્ત સાફ આવે છે અને મળાવરોધ મટે છે. પિત્તપ્રકૃતિ રહેતી હોય તેને તેમજ પ્રદર અને ઋતુદોષવાળી સ્ત્રીને સારક શોધક દવાઓ ઘણી ઉપયોગી છે

**સ્નાયુ શૈથીલ્યકૃત્–આક્ષેપારિ દવાઓ**–જે દવાઓ પોતાના બળ વડે શરીરના ખેચાતા સ્નાયુને અગર શરીરના ગુહ્ય અવયવમાં રહેલા શ્લેષ્મ પિંડને સકુચિત અવસ્થામાથી ઢીલા કરે છે તેમને **સ્નાયુ શૈથીલ્યકૃત્** દવા કહે છે, આવી દવાને આક્ષેપાન્તક અથવા આક્ષેપારિ દવા પણ કહે છે કારણ કે શરીરના જુદા જુદા ભાગમાં થતા આક્ષેપને તે દૂર કરે છે.

રસાયનમા ત્રાંબુ એ આક્ષેપારિ દવા ગણાય છે.

**સ્વેદલ દવાઓ**–જે દવાઓ શરીરમાથી પસીનો છોડાવે છે તેને "**સ્વેદલ**" દવા કહેવી. સ્વેદલ દવાઓ જ્વરાદિક દોષને શાન્ત કરવાને અપાય છે, ગમે તે કારણથી જવર આવતો હોય અને જવર

વિષમ, આગન્તુક કે પ્રલેપક હોય તો પણ સ્વેદલ દવા ઉપયોગી છે તેથી પુષ્કળ પસીનો છુટે છે અને શરીરની ગરમાઇ ઓછી થાય છે, સુરોખાર સ્વેદલ દવા તરીકે પ્રસિદ્ધ છે

સન્નિપાતની અદર અને બીજા કેટલાક વાતવ્યાધિમા તેમજ ઉપદશમા જ્વર આવે છે ત્યારે તે દરદોની યોગ્ય દવા સાથે સ્વેદલ દવાઓ મેળવાય છે

જળોદર અને હૃદ્રોગમા સ્વેદલ દવાઓ અપાય છે અને તેથી તેનો શોફ હલકો પડે છે

ત્વક્દોષની અદર શરીરના કેટલાક ભાગમા પસીનો આવતો નથી તે ભાગ શુષ્ક અને રૂક્ષ રહે છે તથા દરદીને બેચેની આવ્યા કરે છે પસીનો આવવાથી આ રૂક્ષતા મટે છે.



# ગૃહ વૈદ્ય.

## કે જેમાં

ચાલુ દરદોના પાચસો અરાઢ અનુભવસિધ્ધ ઈલાજો બતાવવામા આવ્યા છે આ પુસ્તકની બીજી આવૃત્તિ ફકત એકજ માસમા બહાર પડી જે એની લોકપ્રિયતાનો સચોટ પુરાવો છે વડોદરા જેવી સ્ટેટોએ પણ એને મજુર કર્યું છે એનુ કદ અને પૂઠુ પણ મોહક છે એટલે તરતજ ખરીદી લેવાનુ મન થાય છે, ગરીબોને તેમ સમજુ ધનાઢયોને પણ એ પુસ્તક આશીર્વાદરૂપ થઇ પડયુ છે કોઈ ઘર.એ પુસ્તક વિનાનુ નહિ હોવુ જોઇએ. બીજી આવૃત્તિ પણ ઝટપટ ખલાસ થવા આવી છે મૂલ્ય ફકત આઠ આના નિરાશ ન થવુ હોય તો વહેલા થજો.

## રૂઢીનો ભોગ.

આ પુસ્તક નાનુ છે પરન્તુ તેનુ તત્વ ગભીર છે. આપણા હિદુ સંસારમા અત્યાર સુધી કેટલાએ ખરાબ રૂઢિઓના ભોગ થઈ પડયા છે તે આ બન્ને વાર્તાઓપરથી સ્પષ્ટ સમજાશે લગ્ન જેવી પવિત્ર ક્રિયાને પણ આપણે તરછોડી છે આપણુ ઘર, આપણો રીવાજ, આપણો દેશ એ સર્વે ખરાબ રૂઢિઓના બધન તળે ચગદાયલાં છે આ પુસ્તક સમાજ સુધારકોને તો ખાસ મનન કરવા જેવું છે. મૂલ્ય ત્રણુ આના. આ બન્ને પુસ્તકો માટે આજેજ લખો.—

રમણીકલાલ ગીરધરલાલ મોદી એમ. એ.
વાણીઆશેરી—સુરત.

સોલ એજન્ટ—વર્ધમાન એન્ડ સન્સ.
પાયધુની—મુબઈ.

# રસદાયક રત્નનિધિ.

## એટલે

એકસો સચિત્ર, બોધક અને નીતિધર્મથી ભરપૂર વાર્તાઓ, આબાળવૃદ્ધના જીવનને સુધારવા આના જેવુ બીજું પુસ્તક ભાગ્યેજ હશે ગુજરાતી સાહિત્યમા હજુ સુધી આવી વાર્તાઓ ભાગ્યેજ પ્રસિદ્ધ થઇ હશે દરેક સમાચાર પત્રના ઉત્તમ અભિપ્રાય મળેલા છે નાના બાળકોને તો તે હાથમાથી છોડવુ ગમતુજ નથી ચિત્રો પણ મોહક છે પુસ્તકની પ્રસ્તાવના પણ સાક્ષર શ્રી હિમ્મતલાલ ગણેશજી અજી-રીઆએ લખી છે એટલે પુસ્તક વિષે વધારે પડતું લખવુ નકામુ છે પુસ્તકમાના કેટલાક વિષયો—કર્મનુ ફળ, પ્રભુપર સાચો વિશ્વાસ, **ખરો સાથી ધર્મ છે, પારસમણિ, અતિથિ સત્કાર, શ્રાદ્ધ, અહિંસા, અભય દાન, મૂર્ખોની લડાઈ, દાનત, ગુરૂ નાનક વિગેરે વિગેરે.**

બીજી આવૃત્તિ પણ ખલાસ થવા આવી છે માટે જલદીથી લખો—

**રમણીકલાલ ગીરધરલાલ મોદી** એમ. એ

વાણીઆશેરી—સુરત.

સોલ એજન્ટ—**વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની—મુંબઇ.

# આયુર્વેદીક નિબંધમાળા.

## ભાગ ૩ જો.



કીમ્મત માત્ર રૂપીઓ એક.

આ નિબંધમાળામાં લગભગ એકસોથી વધુ વૈદરાજોના ખાસ અનુભવેલા ઉપાયોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

આગલા બે ભાગો સ્વર્ગસ્થ વૈદરાજ તીલકચંદના પ્રસિદ્ધ કરેલા હતા.

અને આ ત્રીજો ભાગ હમોએ પ્રસિદ્ધ કર્યો છે.

જરૂર હોય તેણે નીચેને ઠેકાણેથી મંગાવી લેવો.

વૈદ ધીરજરામ દલપતરામ.

રૂવાળાનો ટેકરો–સુરત.